# પ્રેમના જાદુ યાને કામણગારી કાન્તા.



રૂ. ૧.

વિલાસ ઓફીસ.

# પ્રેમના જાદુ.

યાને

## કામણગારી કાન્તા.



(રસીલી ટુંકી વારતાઓ.)

અનુવાદક:

**મધુકર.**



મુદ્રક અને પ્રકાશક

**હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.**

મું. રેન્ડર પ્રીન્ટીંગ પ્રેસ, ૧૮૬, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.



આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

મુલ્ય રૂપીયો ૧.

૧૪૫૭૮
વિદ્યાપીઠ
અમદાવાદ

છપાય છે! છપાય છે!!

પ્રેમનું અદ્દભુત પુસ્તક

ની કૉપીરાઇટ

# સ્નેહ સમાધિ.

માર્ચ સને ૧૯૨૯ માં બહાર પડશે.

## કીંમત આઠ આના.

આજેજ ઓર્ડર મોકલો. વી. પી. થી મોકલવામાં આવશે નહીં
પૈસા મનીઓર્ડરથી અથવા પોસ્ટલ સ્ટેમ્પથી મોકલી આપવા.
બુકસેલરોએ રૂબરૂ મળવું અથવા લખવું.

---

બાવલા મુમતાજના કીસ્સાને પણ ભુલાવે તેવી
રા. મધુકરની અપ-ટુ-ડેટ સચીત્ર નોવેલ.

## બેગમ કે બલા? અથવા રંગીલી રાધા!

રાજા મહારાજાનાં ભોપાળાં ખોલતી આ મહાન નવલકથા વાંચવા લાયક છે. ૨૫૦ પાનાનું ઉંચા એન્ટીક પેપરનું સુંદર દળદાર અને પાકા પુઠાનું સચિત્ર પુસ્તક.

**કીં. ફક્ત રૂ. અઢી, પોસ્ટેજ છ આના.**

**વિલાસ ઓફીસ,** ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# અનુક્રમણીકા.







જુવાન સ્ત્રી પુરૂષોને કિંમતી છુપી સલાહ

# વિલાયતી કોકશાસ્ત્ર સચિત્ર

આ કંઇ બજારમાં વેચાતા લેભાગુ કોકશાસ્ત્ર નથી. પણ યુરોપ અમેરિકાના મહાન તળીઓ—ડૉ. મેરી સ્ટોપસ, હેવલોક એલીસ, એલન ફ્રી, ઈવાં બ્લોશ, જોન કોવન વિગેરે નામાંકિત ડોકટરોના કિમતી પુસ્તકોને આધારે લખાયલું અમુલ્ય પુસ્તક છે. તેમાં સ્ત્રીને ક્યારે પ્રેમ થાય છે, સ્ત્રી કેવી રીતે રાજી થાય, સંસાર સુખી કેમ કરાય, મનગમતી પ્રજા કેમ પેદા થાય, સ્ત્રી પુરૂષના લક્ષણ ઓળખવાની રીત, વિચિત્ર ટેવો પાડવાના કારણો અને ખરાબ ટેવ દુર કરવાના ઉપાય, વેશ્યાઓનો ઇતિહાસ, વિગેરે અનેક કિંમતી ભેદો પર અજબ પ્રકાશ પાડવામાં આવ્યો છે. બે ભાગમાં સમ્પૂર્ણ

**દરેક ભાગનો રૂ. દોઢ, પોસ્ટેજ ચાર આના.**

**બે ભાગના રૂપીયા ત્રણ. પોસ્ટેજ છ આના.**

---

# વિલાસ—

નાની સુંદર વારતાઓ, રમુજી સ્કેચો, સામાજીક વારતાઓ વગેરે અનેક બાબતોથી ભરપુર સચીત્ર માસીક.

**લવાજમ રૂ. ૩।, ભેટ પુસ્તક સાથે, નમુનો મફત.**

**વિલાસ ઓફીસ,** ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# સ મા ધા ની.

રમા ગામડાંના નિર્દોષ વાતાવરણમાં ઉછરી હતી. તેનું બાળપણુ તેના પિતાના ખેતરમાં પસાર થયું હતું. ખેતર અને તેની પાસે આવેલું ઘર રમાના બાપનું નાનું સરખું રાજ્ય હતું. તેના પિતાની ત્યાં સર્વોપરિ સત્તા ચાલતી અને તેની માએ રમાને તદ્દન અજ્ઞાનમાં ઉછરવા દીધી હતી. તેઓ હંમેશાં "રાજાના રામ રાજ્ય"ની વાત કરતાં-ગાંધીજીની સ્વરાજ્યની ધાંધલને કલિયુગ આવવાની નિશાની માનતાં અને રમાને બાળપણામાં "એક હતો રાજા ને તેને સાત હતી રાણી" એવી એવી વાતોજ સંભળાવતાં. જુના જમાનાના સઘળા વહેમો ને રિવાજો આ કુટુંબમાં વફાદારીથી પળાતા ને જો ભૂલે ચૂકે કોઇ વર્ષે "તરપંડી"ના બ્રાહ્મણુ જમાડવાનું ભૂલી જવાતું તો બીજા વર્ષ સુધી કુટુંબપર કોઇ ભારી આફત તુટી પડવાનો રમાના માત પિતાને ભય રહેતો. કોઇક વાર મોટા ઘરના ગોટાળાની ઝીણી ઝીણી વાત થતી પણ તે રમાને કાને પહોંચતી નહિ. રમા એકની એક દીકરી હતી અને તેને જાણે કદિ દુનિયાદારીમાં પડવાનુંજ ન હોય તેમ તેને જાણી જોઇને સઘળી સંસારી વાતોથી અજ્ઞાન રાખવામાં આવી હતી. તે મોટી થઇ ત્યારે એમજ માનતાં શીખી હતી કે દુનિયાના લોકોમાં દંભ જેવું કંઇ છેજ નહિ. બધા જે ધારે છે તેમજ વર્તે છે એમ નિર્દોષ રમા ખાત્રીથી માનતી હતી. આ દુનિયામાં સત્યની કિંમત નથી ને સરલતાને લોકો મૂર્ખાઇ ગણી હસી કાઢે છે એમ તે માની શકતીજ નહિ.

રમા ચૌદ વર્ષની થઇ ત્યારે તેના બાપે એક મુંબઇગરા યુવાન સાથે તેના લગ્ન કરી પોતાને માથેથી સાપનો ભાર હલકો કર્યો. રમાને ચૌદ વર્ષ સુધી કુંવારી રાખવી પડી તેથી તેના માબાપનો જીવ ઉડી ગયો હતો. બન્નેને નવ વર્ષે ગૌરીદાન નહિ દેવા માટે રૌરવ નર્કમાં જવું પડશે એવી બીક લાગી હતી. પણ નાતમાં કોઈ સારો મુરતીઓ નહિ મળવાથી બન્નેએ કઠણ છાતી કરી નર્કનો ભય ઓછો કર્યો હતો.

રમાનો પતિ મુંબઇગરો હતો. તેની વીસમી સદીની રહેણી કરણી રમાના માતપિતાને ગમતી ન્હોતી. પણ તે શેર બજારમાં સારૂં કમાતો હતો અને તેના જાકીટના ગજવામાં સોનાનો છેડો લટકતો હતો તે જોઇને રમા તેની સાથે સુખી થશે એમ તેના માબાપે માની લીધું હતું. રમાનો પતિ ચંદુલાલ દેખાવડો, બોલકણો અને વખત જોઇને કામ લેનારો હતો. તેણે પોતાના સાસુ સસરા સમક્ષ મોટા વૈષ્ણવ હોવાનો ડોળ કરી પોતાનું કામ કાઢી લીધું હતું. પણ તેના અંતઃકરણમાં આ જુના વિચારના બોચીઆઓ માટે લેશ માત્ર માન ન હતું.

રમા ચંદુલાલ સાથે મુંબઈ ગઈ. લગ્ન એટલે એક પુરૂષનું ઘર સંભાળવું અને તેને બે ટંક રસોઇ કરી જમાડવો એથી વધુ જ્ઞાન રમાને ન હતું. ઘણી સ્ત્રીઓની પેઠે તે પણ પોતાના પતિની વાસના તૃપ્ત કરવાને ટેવાઇ ગઇ. આમ એક બે વર્ષ વહી ગયાં. પણ તેના જીવનની આસપાસ દગાબાજી અને લુચ્ચાઇના કાવત્રાં રચાઈ

રહ્યાં છે તેનું બાપડી રમાને સ્વપ્ને પણ ભાન ન્હોતું. તે જવલ્લેજ એકલી બહાર જતી અને કોઇ વાર એકલી ભૂલેશ્વર જઇને દર્શન કરી આવતી તો પોતાની એ મહાન હિમ્મત વિષે પાડોશણોને મલકાઇ મલકાઇ વાત કરતી.

એક વાર તેનો ધણી રમાને નાટકમાં લઇ ગયો ત્યાં જાતજાતનાં સ્ત્રી પુરૂષોને જોઇને રાજીરાજી થઇ ગઇ. રમાને નાટક પણ બહુજ ગમ્યો અને તે વારંવાર નાટક વિષે માળામાં વાત કરતી રહી, તે પોતાના અને પોતાના પતિના કુટુંબીઓ શિવાય બીજા બહારના માણસોને ઓળખતી ન્હોતી. બન્નેના કુટુંબોમાં કેટલાક "ખરાબ માણસો" હતાં તેઓને મળવાની રમાને કદિ રજા મળતી નહિ તેથી તે અજબ થતી. તેને કોઇ કોઇ વાર અજબ લાગતું કે આ "કાળાં મોઢાં" ઓ સાથે વાત કરતાં અજબ ગમ્મત પડે તેમ છે. પણ તેઓને શા માટે દૂરના દૂર નાખવામાં આવે છે તેનો ભેદ શોધવાને તે પોતાના મગજને તસ્દી આપતી નહિ.

તેનો ધણી રોજ રાતે મોડો આવતો તેથી તે અજબ થતી. ચંદુલાલ કામનું દબાણ હોવાનું બ્હાનું કાઢી તેને મનાવી લેતો અને રમા માની લેતી કે ચંદુલાલની ઓફીસ સ્હવારે અગીઆર વાગાથી રાતના બે વાગા સુધી ખુલ્લી રહે છે. ચંદુલાલની ખાત્રી હતી કે તેની ભોળી સ્ત્રીના દીલમાં કદિ પણ શંકા ઉત્પન્ન થવાની નથી.

પણ હંમેશાં અણધાર્યુંજ કંઇ બને છે અને રમાના જીવનમાં પણ એવો બનાવ બન્યો. તેને એક દિવસ એક નનામો પત્ર મળ્યો.

"રમા બ્હેન, હું તમારી ભલાઇ અને નિર્દોષતા માટે તમને માન આપું છું. પણ તમારૂં અજ્ઞાન પસંદ કરતી નથી. તમારે અસત્યને ધિક્કારી સત્યનો સાથ કરવો જોઇએ. પણ સ્ત્રીઓ અમુક જાતની માહિતિ મેળવે તોજ તેમ કરી શકે છે—"

બાકીના પત્રમાં એવું હતું કે જે સમજવાની તેનામાં શકિત ન્હોતી. છતાં આ પત્રથી તેની શાંતિ ઉડી ગઈ. એ પત્ર પરથી તેને ખબર પડી કે ત્રણ વર્ષથી તેના ધણીએ કોઇ રખાત રાખી છે અને તે તેને મળીનેજ રાતે મોડેથી ઘેર જતો હતો.

આ શબ્દોએ તેના જીગર પર આઘાત કર્યો. પણ તરત તે મન મનાવવા લાગીઃ "મારા જેવી એકની એક સ્ત્રી સાથે રહેતાં એમને કંટાળો આવ્યો હશે તેથી કોઇ બીજી સાથે એ વાતચીત કરવા જતા હશે...હા—મને પણ કોઇ કોઇ વાર એવા સાથીની જરૂર જણાય છે. નહિ. મારે એવા વિચાર કરવા ન જોઇએ. મારો સતિ ધર્મ પતિ સેવા કરવાનો છે."

તેની કોઇ ખાસ સખીઓ ન્હોતી. હવે તેને લાગ્યું કે કોઇ સખી હોત તો સારૂં. તેની મા છે. પણ તે તો દુર પડી...વળી ઘરડી મા સખી થવાને લાયક નથી એમ પણ તેને લાગ્યું. વળી આવા વિચારને અયોગ્ય ગણી તેણે દાબી દીધા.

અંતે તે કંટાળી અને સાંજે તેનો પતિ ઘેર આવ્યો ત્યારે ભોળા સરલ સ્વભાવને અનુસરીને તેણે પેલો નનામો પત્ર તેના હાથમાં મુકયો.

"આ પત્ર મને આજે મળ્યો. તેનો અર્થ શું છે તે સમજાવોને ?"

ચંદુલાલ તે પત્ર વાંચી ખડખડ હસી પડયો અને રમાના ગાલ પર હાથ ફેરવતો બોલ્યો:

"વ્હાલી ! એનો અર્થ શો ? કંઇજ નહિ. પારકાનું સુખ જોઇને બળી મરનારા ઘણા બદમાસો આવા નનામા કાગળો લખીને સુખી સંસારની ધુળધાણી કરે છે..."

"આ પત્રમાં જે લલિતાની વાત લખી છે તેને તમે ઓળખો છો ?"

"હા. હું ઓળખું છું તેથીજ તારા દીલમાં ઇર્ષ્યા ઉત્પન્ન કરવા માટે લલિતાનું નામ લખવામાં આવ્યું છે."

રમાને લલિતાની હવે ઘણીજ અદેખાઈ આવી.

"હું એને જોવા માગું છું."

"ભલે ! આજેજ ચાલ પહેર કપડાં–હમણાંજ આપણે લલી બ્હેનને ત્યાં જઇએ એટલે તારા મનમાં ખોટો શક ન રહે–"

રમા પતિને વ્હાલથી વળગી પડી અને બન્ને વાળુ કરી લલિતાને ઘેર ગયાં.

લલિતા સેંડહર્સ્ટ રોડપર એક સુંદર મકાનમાં રહેતી હતી. ચંદુલાલ અને રમાને જોઇ તે રાજી રાજી થઈ ગઈ. તેણે રમા જાણે પોતાની સગી બ્હેન હોયની તેમ તેનો સત્કાર કર્યો.

"રમા બ્હેન ! હું તો રોજ ચંદુભાઇને કહેતી હતી કે રમા બ્હેનને લઈ આવો–લઇ આવો–પણ સાહેબને ફુરશદ મળે ત્યારેને ?"

લલિતા લાડકા સ્વરે બોલી અને તેણે ચ્હા તૈયાર કરી. એક કલાકના સહવાસમાં રમા જીતાઈ ગઇ. તે લલિતાની દીલોજાન સખી થઇ ગઇ. તે પોતાના પતિ સાથે ઘેર ગઈ ત્યારે તેના દીલમાં લેશમાત્ર શંકા રહી ન્હોતી.

લલિતા બાવીસ વર્ષની ભર જુવાનીમાં ઝોલા ખાતી શ્રીમંત વિધવા હતી. તેનો પતિ લાખેક રૂપિયાની દોલત મૂકી મરણ પામ્યો હતો અને તેના બીજા કોઈ સગાં વ્હાલાં નહિ હોવાથી મુંબઇમાં તે એકલી સ્વચ્છંદ જીંદગી ગાળતી હતી. બહારથી તે સાદી, પતિવ્રત ધર્મ પાળનારી સતી સીતાનો સ્વાંગ ભજવતી. તેની જીભ એટલી મીઠી હતી કે ભલભલા નિંદાખોરો પણ તેને વશ થઇ જતાં. રમાને પણ તેણે પોતાની મીઠી જીભથી આબાદ જીતી લીધી હતી.

એક મહિનામાં તે બન્ને વચ્ચે એવાં બ્હેનપણાં ઝામી ગયા કે રમાને લલિતા વિના ઘડીભર પણ ચેન પડતું નહિ. તે રોજ લલિતાને ત્યાં જતી અથવા લલિતા રમાને ત્યાં આવતી, બંને સાથે દર્શન કરવા જતી. અને સાંજે ચંદુલાલ આવ્યા પછી ત્રણે સાથે જમતાં અને કોઇવાર સીનેમા જોવા જતાં.

રમાના સુખનો પાર ન્હોતો. હવે તેનો પતિ રાતે મોડો આવતો ન્હોતો. તેની ઓફીસ રાતે બે વાગા સુધી હવે ખુલ્લી રહેતી ન્હોતી તેથી રમાને આનંદ થતો અને તે નિર્દોષતાથી પોતાની પડોશણોને કહેતી: "બહેન ! હવે ! એમને ઓફીસમાં બહુ કામ નથી તેથી એ રોજ વ્હેલા આવી જાય છે."

"તમે બેજ જણ છો ?"

"નહિ. લલિતા બહેન સાથે મારે બ્હેનપણાં થયાં છે એટલે અમે ત્રણ જણ મોટે ભાગે સાથેજ રહીએ છીએ." રમા બોલતી અને તેની દુનીઆ ખાધેલ પાડોશણો તે સાંભળી હસતી.

આખરે લલિતાવાળા મકાનમાં એક બ્લોક ખાલી પડ્યો અને રમાના આગ્રહથી ચંદુલાલ ત્યાં રહેવા ગયો રમાને લલિતાથી દૂર રહેવું હવે પરવડતું ન્હોતું.

બે વર્ષ સુધી રમા અને લલિતાની મૈત્રી કાયમ રહી. રમાને મન લલિતા પ્રેમ અને સદ્દગુણનો અવતાર હતી. પણ ખરી વાત તેથી ઉલટી હતી. તેને એક યુવાન સખી મળવાથી બન્ને વિના સંકોચે વિધવિધ વાતો કરી શકતી અને રમા તેથી સુખી થઇ હતી.

એકવાર લલિતા બીમાર પડી. રમાએ નીપુણ નર્સની પેઠે તેની સારવાર કરવા માંડી. તે કદિ લલિતાનું બિછાનું છોડી જતી નહિ. રાતે ઉજાગરા કરીને તે લલિતાની સંભાળ રાખતી. ચંદુલાલ પણ લલિતા બીમાર થવાથી હતાશ થઇ ગયો હતો.

એક દહાડો રોગીને ખલલ ન થાય એવા હેતુથી રમા ધીમે પગલે લલિતાના રૂમ પાસે ગઇ અને હળવેથી બારણું ખોલી જોતાં તેણે શું જોયું ? લલિતા ચંદુલાલની બાથમાં હતી. બન્નેનાં ઓઠ એક બીજા સાથે મળેલાં હતા અને ચુંબનનો સ્પસ્ટ અવાજ સંભળાતો હતો !

રમા પાછી હઠી ગઇ. તેના હૃદયપર આઘાત થયો.

હવે ભેદ ફુટયો. ચંદુલાલ પવિત્ર મૈત્રીને માટે નહિ પણ આટલા માટે લલિતાને પસંદ કરતો હતો. આહ! કેવો ભયંકર દગો? એમણે લગ્ન વખતે મને કેવા વચન આપ્યા હતા? લલિતાએ પણ પોતાના પતિને સપ્તપદિ ભણી કેવા વચન આપ્યા હતા? શું એ વચનો ખાલી શબ્દો છે? દુનિયામાં દમ્ભનુંજ રાજ્ય ચાલે છે? રમા એ વચનોને પવિત્ર માનતી હતી પણ આજે તેના પતિએજ તેની ખાત્રી કરી આપી કે એ બધું જુઠાણું હતું.

રમાને કોઇ સાચી સખીની હવે જરૂર જણાઇ. હવે લલિતા તેની સખી ન્હોતી. પારકી સ્ત્રીના ધણીને પોતાનો કરી લેનારી સ્ત્રીઓનો વિચાર આવતાંજ રમાની આંખે અંધારા આવવા લાગ્યાં.

ઘણા લોકો આમજ વર્તે છે. શું તેઓ પોતાના પતિ અથવા પત્નિને નહિ ચાહતાં હોય? જો કોઇ બીજાને ચાહતું હોય તો તે ખોટું છે? જો એ પ્રેરણા હોય તો તેમાં ખોટું શું છે? આવા વિચારો પોતાના પતિવ્રત ધર્મથી ઉલટા છે એમ આ વખતે રમાને લાગ્યું નહિ. જો અકસ્માત તે પોતાના પતિ અને લલિતાને એક બીજાની બાથમાં જોઇ ગઇ ન હોત તો તેને કંઇજ ખબર ન પડત અને તે હજુ પણ ભ્રમણામાંજ ગોથા ખાતી હોત! પ્રેમ–સાચા પ્રેમમાં આવેશની–છુપાવવાની—નવીનતાની–ચમત્કૃતિની જરૂર છે તે ભોલી રમા જાણતી ન્હોતી. શું તેનો પતિ ખરાબ માણસ હતો? નહિ. તે સ્વભાવે ખુશમીજાજી અને પ્રેમાળ હતો. તેણે રમાને કદિ કડવો

બોલ કહ્યો ન્હોતો. કદિ તેના પર હાથ ઉગામ્યો ન્હોતો. રમા આ પરથી એવા અનુમાનપર આવી કે પુરૂષો મોટે ભાગે આવાજ હશે !

તે પોતાના રૂમમાં જઇ એક ખુરશીપર બેસી ગઇ. તેના સાદા મગજ માટે માનસશાસ્ત્રનો આ કોયડો ઘણો ભારી લાગ્યો. સારે નસિબે રમાને લલિતાએ કે તેના પતિએ જોઇ ન્હોતી એટલે તેમનું ભોપાળું ફુટી ગયું છે એવી તેમને ખબર ન્હોતી.

બીજે દિવસે રમાએ ધડકતી છાતીએ પણ હિમ્મતભર્યા અવાજે ચંદુલાલને કહ્યું: "લલિતા સારી થાય કે તરત એને ખાલી કરવાનું કહેજો; નહિ તો આપણે ખાલી કરી જઇશું."

"કેમ ?"

"મેં તમને બન્નેને ગઇ કાલે જોયાં હતાં. હું બધું જાણું છું."

રમાના અવાજમાં ગુસ્સો ન્હોતો—ઠપકો પણ ન્હોતો. ચંદુલાલ ભોળી રમાએ તેની પોલ શોધી કાઢી તેથી એટલો બધો અજબ થઇ ગયો કે તે ફાટી આંખે તેના તરફ જોઇ રહ્યો. તે એક શબ્દ પણ બોલી શક્યો નહિ.

તે રાતે વાળુ કરતી વખતે રમાએ ફરીથી કહ્યું: "મારી વાત ધ્યાનમાં રાખજો હો ! મેં તમારી પાસે અગાઉ કંઇ માગ્યું નથી. હવે મારાથી એ સહી શકાશે નહિં."

"પૃથ્વીના આરંભથી જે બનતું આવે છે તે આપણા જીવનમાં પણ બન્યું. તેં મને બીજી સ્ત્રી સાથે પ્રેમ કરતો પકડી પાડયો. તું

આજ સુધી નિર્દોષ અને વિશ્વાસુ હતી તે આજે ભ્રમમુક્ત થઇ. અફ્સોસ !—"

"અફ્સોસ !" રમા બબડી: "તમે એજ રીતે આ બનાવનો વિચાર કરો છો ?"

"હા. પોતાના પતિના ખરા સ્વભાવથી અજ્ઞાન રહેવામાંજ એક સતી સ્ત્રીની બહેતરી છે. સાંભળ, પુરૂષ બીજી સ્ત્રીને ચાહવા છતાં પોતાની સ્ત્રીને ચાહી શકે છે. એવીજ રીતે એક સ્ત્રી પરપુરૂષના પ્રેમમાં હોવા છતાં તે ખરાબ થઇ જતી નથી. ઘણીવાર આવી ખરાબ સ્ત્રી "સતિ સ્ત્રી" કરતાં ઘણી સારી હોય છે."

"બસ કરો ! તમારી ટીકા હું સાંભળવા માગતી નથી. તમે એમ કહેવા માગો છો કે લલિતા મારા કરતાં—"

"હું તારાપર કંઇજ દોષ મૂકતો નથી. પણ લલિતા તને સગી બહેન જેવી ચાહે છે—"

"મારે તમારો અભિપ્રાય જોઇતો નથી. હવે હું મારી બુધ્ધિથી વિચાર કરવા માગું છું."

"ભલે ! એમાં તારો વાંક નથી. તમે લોકોને પરાપવ'થી આવીજ તાલીમ મળી છે. લલિતા સારી થયા પછી ખાલી કરી જશે."

"તમે કબુલ કરો છો કે તમારી ભૂલ થઇ હતી ?"

"હું નબળાઇને વશ થયો હતો. ઘણા પુરૂષો એવા હોય છે."

"તો હવે સબળ પુરૂષ થાઓ. તમે તમારી મોજ ભોગવી લીધી. હવે મને મારી મોજ ભોગવવા દો. લલિતાને હું જરા પણ ઠપકો આપીશ નહિ, પણ હવે એની સાથે આપણને કંઈજ સંબંધ નથી."

× × ×

લલિતા સાજી થઇ ખોલી ખાલી કરી ગઈ અને રમા અને ચંદુલાલનો સંસાર રગશીઆ ગાડાની પેઠે ચાલવા લાગ્યો. તે વખતસર ઘેર આવતો—રમાને વારંવાર બહાર ફરવા લઈ જતો અને તેને મનગમતી ચોપડીઓ લાવી આપતો. રમા દુનીઆદારીનું જ્ઞાન મેળવવાને આતુર થઇ હતી અને તેથી આંધળાને આંખ મળતાં જેમ તે સઘળી ચીજો જોતાં ધરાતો નથી તેમ રમા નવા નવા જ્ઞાન માટે આતુર બનતી હતી. જાણે અજાણે તે સખત હૈયાની થઇ હતી. તેના માબાપે તેને અજાણ મુર્ખ રાખી તે માટે તેના દીલમાં અણગમો પેદા થયો હતો. પુરૂષોના સ્વાર્થી વિષયી સ્વભાવને અને સ્ત્રીઓની જરા વારમાં રીઝી જવાની વૃતિને તે ધિક્કારતી થઈ હતી.

એક સાંજે બન્ને સાથે બેઠાં હતાં એવામાં તારવાળો તાર આપી ગયો. ચંદુલાલ તે વાંચતાંજ ફીકકો પડી ગયો.

"મને માફ કરજે પણ આજે હું બહાર જઇ આવું."

રમા કંઇ ન બોલી. ચંદુલાલ ડગલો ટોપી પહેરી બહાર ગયો.

તે કયાં ગયો હશે તે જાણવા માટે રમાએ પેલો તાર ઉંચકી લીધો.

"વ્હાલા, હું મોતની અણી પર છું. તમે એકલાજ મને મળી જાઓ."

રમાએ તાર ચંદુલાલના ટેબલ પર પાછો મુકી દીધો.

"રાંડ એમને એકલાને બોલાવે છે. જાણે હવે હું એની પાસે જવાની હોઉંની તેમ! ભલેને એ એકલા એમની પાસે જાય –"

ચંદુલાલ પાછો ફર્યો અને તેણે રમાને લલિતાના મરણની વાત કહી. રમાને કોઇની દયા ન આવી.

"તારા જેવી સતી સ્ત્રીના હૈયાં હંમેશાં કઠણ હોય છે." તે વ્યંગથી બોલ્યો.

"તમે અમને જેવી બનાવો તેવી અમે બનીએ છીએ." રમા શાંતિથી બોલી.

હવે તેઓ મૌન–આશાહીન જીવન જીવવા લાગ્યાં. ચંદુલાલે પશ્ચાતાપથી રમાનું હૃદય પીગળાવવાનો પ્રયાસ કર્યો, પણ રમા તેની અવગણના કરવા લાગી. બન્ને માટે જીંદગી અકારી થઇ પડી. બન્નેના દીલમાં વેદના થતી હતી અને છતાં તેઓ અજાણ્યા પેઠે સાથે રહેતાં હતાં.

દિવસો વહી ગયા. રાતના બારેક વાગ્યા હતા. રમા પલંગપર ભર નિદ્રામાં પડી હતી. આ સમયે ચંદુલાલ ખુરશીપર બેસી લલિતાની છબીને રડતી આંખે ટીકી રહયો હતો.

અચાનક રમાની આંખ ખુલી ગઇ. તે ચંદુલાલ પાસે ગઇ. તેનો પતિ પત્થરની મુર્તિ પેઠે બેસી રહયો હતો તેની છાતી ધડકતી હતી અને આંખોમાંથી ચોધાર આંસુ પડતા હતા.

"વ્હાલા! તમે લલિતાને આવા પ્રબળ પ્રેમથી ચાહતા હશો તેની મને ખબર ન્હોતી. હવે ગઇ ગુજરી ભૂલી જાઓ" રમા લાગણીથી ચંદુલાલના આંસુ લુછતી બોલી. ચંદુલાલે તેને છાતી સરસી ચાંપી દીધી.

આજ પળે તેઓનું સાચું લગ્ન થયું. અત્યાર પહેલાંની જીંદગી આ સુખી સમાધાની માટેની તૈયારી હતી.

# કોનો વાંક.



જીંદગી એટલે શું? વસંત કે ગ્રિષ્મ? અંધકાર કે પ્રકાશ? પ્રભુનું દિવ્ય ગીત કે ગોઝારો નાચ?

આ ગહન પ્રશ્નો સાથે હવે મારે કશો સંબંધ રહયો નથી. મારૂં જીવન મરૂભુમિ જેવું થઈ ગયું છે. મારી જુવાની વીતી ગઈ નથી. પચીસ ત્રીસ વર્ષની મારી સખીઓ ભર જુવાનીમાં ઝોલા ખાય છે. તેઓ પોતાના વ્હાલાં બાળકોને રમાડે છે. પતિની મીઠી છાંયામાં વસે છે અને તેમને જીંદગી કદાચ કવિની કવિતા જેવી પણ લાગતી હશે. પણ મને? હાય! એ સવાલજ ન પુછો. મારી છાતીમાં ધગધગતા અંગારા સળગી રહયા છે. મારી આંખોમાં તેજ નથી, જીગરમાં ઉત્સાહ નથી. જીવવાની ઇચ્છા નથી. હરપળે હું પ્રભુ પાસે મોત માગું છું. પણ મારા જેવી હતભાગીને સંઘરવાને મૃત્યુ પણ તૈયાર નથી.

મારી કરમ કથા કહું? હા-આજે તો કહીજ નાખીશ. ઘણે વરસે મારા છાતીનો બોજો હલકો કરીશ વાંચનાર, તમને દયા આવે કે ન આવે, તમે મને ધિક્કારો યા મારા તરફ સહાનુભૂતિ દર્શાવો તેની મને પરવા નથી. હું તો જીવતી મુએલી છું. પણ મારી કહાણી સુણી પાષાણ હૃદયી હિંદુ સમાજ ધ્રુજી જવાની નથી! એ જોગમાયાએ મારા જેવી હજારો બાળાઓનાં બળિદાન લીધાં છે અને

હજુય કેટલી કોમળ કલિઓ સમાજની જુલ્મી ચક્કીમાં પીસાઇ જશે તે ભગવાન જાણે!

મારો પહેલો ગુન્હો એ થયો કે હું હિંદુ માબાપને ત્યાં જન્મી. મારા માબાપ જુના વિચારના હતા અને મારી માને પહેલે ખોળેજ દીકરી અવતરી એટલે મારા સગાવ્હાલાઓ પોક મુકી રોયા! દીકરી એટલે પથરો! તેની કિમ્મતજ નહિ. દીકરી એટલે પારકું ધન! મારા પિતા પણ ભુલી ગયા કે તે કોઇની દીકરીનાજ દીકરા હતા અને જન્મ પછી મારા ભાવ તદ્દન ઘટી ગયા. નાદાન વયની વાતો મને યાદ નથી પણ સમજણી થયા પછી મારી સાથે જે વર્તન ચલાવવામાં આવ્યું હતું તે પરથી હું આ કાલ્પનિક ચિત્ર દોરૂં છું.

હું પાંચ વર્ષની થઇ ત્યારથીજ મારી ફોઇએ મને પારકાનું ઘર માંડવાની કળા શીખવવા માંડી. મારી માતા વાત્સલ્ય ભાવને લીધે કોઇ કોઇ વાર મને રમવા જવા દેતી પણ એ વાતની મારી ફોઇને ખબર પડતાંજ તે ઘરમાં મહાભારતનો મોરચો માંડતી. "દીકરીની જાતને આટલા લાડ કેવા? માબાપને ત્યાં એના લાડ ચાલશે પણ પારકીનો જણ્યો એનો હાથ ઝાલી લઇ જશે પછી એને કોણ લાડ લડાવશે?" આવા ગીતા વચન અમારે ત્યાં રોજ ઉચ્ચારાતા અને મને અનાજ વિણવા, રાંધવા, પાણી ભરવા વિગેરેની તાલીમ અપાતી. હું દશ વર્ષની થઇ ત્યારે તો શાણી, ગંભીર, શરમાળ ગૃહિણી જેવી બની ગઇ હતી. બાળપણમાંજ ઘરકામનો બોજો માથે પડવાથી મારામાં બાળપણની મસ્તી ખીલીજ ન્હોતી. કોઇ સાથે નિર્દોષ

ભાવે નાચવું, કુદવું કે હસવું એ શી ચીઝ છે તેનું મને ભાનજ ન્હોતું. મને મારી ફોઇએ ટુંકમાં સમજાવી દીધું હતું કે હું એક પત્થર છું—મારે મારા માબાપ જે ઢીંગલાને શોધી લાવે તેની ઢીંગલી થવાનું છે અને તે પછી મારા ધણીનું ઘર સંભાળી મારે મારૂં નારી જીવન સફળ કરવાનું છે.

મારી ખાસ સખીઓ તો કોઇ હતીજ નહિ. પણ ફળીઆની છોકરીઓ હાથમાં પાકીટ લઇને રોજ સ્હવારે હસતી રમતી નિશાળે જતી ત્યારે હું માથાપર બેડું મૂકી ગામને કુવે પાણી ભરવા જતી. મને ઘણીવાર ભણવા જવાનું મન થતું. એક વાર મેં મારી માને એ વાત કરી પણ બાજુમાંજ બેઠેલાં ફોઇબા એકદમ તડુકી ઉઠયાં: "એ ભાંગલાવેડા વાણીઆ જેવી ઉંચી નાતમાં ન ચાલે? બૈરાની જાતને કયાં નોકરી કરવા જવું છે? આજકાલની રાંડો તો ભણીગણીને વંઠી જવા બેઠી છે!"

બસ થઇ ચુકયું! આઠમે વરસે પરણીને નવમે વરસે વિધવા થયલા ફોઇબા અમારા ઘરમાં "અપીલ કોર્ટ" નું કામ કરતાં. ફોઇબાના ભેજાંમાં બસો બાવન વઇષ્ણવની વારતા ઠીસોઠીસ ભરેલી હતી. કોઈ વાર ગામનો રામશંકર ગોર અમારે ત્યાં સત્ય- નારાયણની કથા વાંચવા આવતો અને તે ફોઇબા પેલા સાધુ વાણીઆની વાત સાંભળીને ફીદા ફીદા થઇ જતા. ચોમાસામાં ભાગવતની ધુન મચી રહેતી. કોઇ કોઇવાર ગામની વઇષ્ણવ ભગતડીઓ ફોઇબા સાથે અડ્ડો જમાવી બેસતી. બધી લાલ લુગડાંવાળી હતી બધીના માથા હજામે

મુંડીને પેલા પારસીઓ કહે તેમ કલઇ કરી મૂકયા હતા-તેઓની જવાની પણ કયારની વીતી ગઇ હતી. છતાં તેઓ જાણે સાક્ષાત રાધાનો અવતાર હોયની તેમ ભેંસાસુર અવાજે ગાતી:

આવોને મારે ઘેર માણવા
હોજી રાજ! આવોને મારે ઘેર માણવા.
જોબન તુરીને પલાણવા!
હોજી રાજ! આવોને મારે ઘેર માણવા.

મારી ફોઇનો લશ્કરી કાયદાની એવી આજ્ઞા હતી કે મારે મારી સરખી વયના છોકરાઓ સાથે રમવું નહિ; પણ જો હું ફોઇની સાથે મંદિરે જાઉં ને મંદિરનો જલગરીઓ મને ચુમી લઇ લે તો પણ ફોઇ ખુશ ખુશ થઇ જતા. "શ્રી મહા પ્રભુજીના મંદિરમાં આભડ છેટ હોયજ નહિ. શ્રી મહાપ્રભુજીના ભકતોની બુધ્ધિ મેલી હોયજ નહિ" એવી ફોઇની અચળ માન્યતા હતી. મારા પિતા ગામમાં જઇ ઘરમાં આવતા ને ભૂલે ચૂકે તરસ્યા થઇ પણિયારા પરથી પાણી લેતા તો ફોઇનો મીજાજ ૧૬૦ડીગ્રી તપી જતો. "ગામમાં જઇને ગમે તેને અડકી આવો ને ઘરમાં ભ્રષ્ટાચાર કરો તે નહિ ચાલે." ફોઇબા ના આવા ગોળીબાર સહીને મારા માતપિતા રીઢા થઇ ગયા હતા. મારે કપાળે પણ એજ "ગુરૂદેવ" લખાયલા હતા. ફોઇ કાળા અક્ષરને કૂટી મારતા હતા તે કહેવાની જરૂર નથી. મને ભણાવવાની તેને કંઇ જરૂર જણાઇ નહિ. ભણેલી ભામિની ભટકેલ થઇ જાય તે વિષે તેને જરા પણ શંકા ન્હોતી. આવા વાતાવરણમાં મારી

દશમી વર્ષગાંઠ આવી અને મને જરા લાંબી થયલી જોઇને તેના હોંસકોંસ ઉડી ગયા. મારૂં મ્હો ઘટમદાર હતું. બાંધો ભરાઉ હતો. બાળપણ દબાઇ જવા છતાં અભણ હાલતને લીધે મને બહુ લાગી આવ્યું ન્હોતું તેથી હું પ્રફુલ્લ જણાતી હતી. બ્રહ્માએ મને જન્મસ્થાન સારૂં આપ્યું ન્હોતું. પણ તે સાથે તેણે મને રૂપની બક્ષીસ આપવાની ઉદારતા બતાવી હતી અને તેને લીધે મને જન્મગાંઠને દિને બનીઠનીને મારી માની સાથે મંદિરે દર્શન કરવા જતી જોઇ ફોઇના પેટમાં ફાળ પડી. નવમે વર્ષે ગૌરીદાન દઇને વૈતરણી નદિ તરી જઇ સીધા વૈકુંઠમાં જવાની તેને હોંસ હતી. હું દશ વરસની થઇ છતાં કુંવારી રહી તે ફોઇથી સહન થયું નહિ. તેણે તરતજ મારા પિતાને બુમ પાડી:

"અરે મગન! તને કંઇ ભાન છે? દીકરી દશ વરસની ગોધા જેવી થઈ છતાં હજુ કુંવારી ફરે એ શું કહેવાય?" મારે કાને આટલાજ શબ્દો અથડાયા. અને અમે મા દીકરી ઘરમાંથી બહાર નીકળી ગયાં.

મારા કહ્યાગરા પિતાએ તેજ દિવસથી મને "પારકી" કરવા માટેની ખટપટ આરંભી દીધી.

મારી ફોઇ માંડવા ને તોડવાની બાજી ખેલવામાં ઉસ્તાદ હતી. તેણે મારા માટે ગામના એક ભગતનો ઉલ્લુ જેવો દીકરો શોધી કાઢ્યો. તરતજ ગોળ ધાણા વહેંચાયા. મારે શરીરે દાગીના ચઢ્યા અને હું દ્વારકાદાસ ભગતના દીકરા જેકીસનની ભાવી પત્ની ઠરી ચુકી.

વૈશાખ મહિને મારા લગ્ન થયા. નાતના સ્ત્રી પુરૂષોના મ્હો ગળ્યાં થયાં અને હું અગીઆર વરસની નાદાન ઉમ્મરે સાસરે ગઇ. પહેલેજ દિને મારી સાસુ નણંદે પોતાની સત્તાનો પરચો બતાવ્યો. હું રસોઇ કરવામાં કુશળ હતી છતાં એ હરામજાદીઓને દાળમાં મીઠું ઓછું જણાયું, ભાતમાં કાંકરા દેખાયા ને રોટલી કાચી જણાઇ. વસ્તુતઃ મારી રસો- ઇમાં જરા પણ ખામી ન્હોતી; છતાં મારી ફરીઆદ થઇ અને મારા ચોવીસ વરસના ગધેડાએ મારો બરડો પહેલેજ દહાડે હલકો કરી નાખ્યો ! તેજ પલથી હું તેને ધિક્કારતાં શીખી, પતિ એટલે પરમાત્મા ! આ મહદ્ વાક્ય મને શીખવવામાં આવ્યું હતું છતાં વિના વાંકે મારા જેવી ગરીબ અને લાચાર છોકરીને માર મારવા માટે મને મારા પતિ પર ધિક્કાર છુટયો.

મારી વય ફક્ત ૧૧ વર્ષની હતી. અગીઆર વરસની કુમળી કલિ હોવા છતાં મારા પરમાત્માએ મારા પર બલાત્કાર કર્યો. મેં ચીસો પાડી, અસહ્ય વેદનાથી હું ત્રાસી ગઇ. પણ એ રાક્ષસ પોતાની વાસના તૃપ્ત કર્યા વિના રહયો નહિ. હું નાદાન હતી, અણસમજુ હતી છતાં; મારી ખાત્રી થઇ ગઇ કે મારો ધણી નરરાક્ષસ છે અને મારી સાસુ નણંદ રાક્ષસીથી પણ બદતર છે.

રાક્ષસી અત્યાચારથી બીમાર થઇ હું માતપિતાને ઘેર ગઇ. પણ ત્યાં પણ મારે નસિબે જંપ ન્હોતો, હું બીમાર પડી તેમાં મારોજ વાંક બધાને લાગ્યો. મારી દયા મારી માતા શિવાય કોઇને ન આવી. હિંદુ બાળા પરણે કે તરત બેચાર બચ્ચાંની મા થવી

જોઇએ; નહિ તો તેનો જન્મારો ફોકટ છે એવી મારી ફોઇની માન્યતા હતી એ જડ હૃદયની સ્ત્રી પોતે કુમળી વયે માતા થઇ હોત તોજ એને હિંદુઓનો સંસાર કેવો ગોઝારો છે તેની ખબર પડત.

એકાદ મહિને મારી તબીઅત જરા સારી થઇ એટલે સાસરેથી "અલ્ટીમેટમ" આવ્યો. હું ધ્રુજી ગઇ. પણ મારો કકળાટ કોણ સાંભળે? દીકરી સાસરે શોભે ને હાથી દરબારે શોભે, એમ ગણીને મને ફરીથી કસાઇવાડે મોકલવામાં આવી.

કસાઇવાડામાં કતલ થવા માટે હારદોર ઉભાં રાખવામાં આવતાં બકરાંની મનોદશા કોઇ સમજી શકશે? જડ કાયદાના ગુલામ બનેલા ન્યાયાધિશની ભુલથી ફાંસીની સજા પામેલા કોઇ નિર્દોષને ફાંસીના માંચડાપર ઉભો રાખવામાં આવે ત્યારે તેને કેવી લાગણી થતી હશે? હું પતિને ત્યાં ગઇ ત્યારે મને આવા એ પ્રશ્નો ઉદ્દભવ્યા હતા. પતિગૃહ એટલે પરમાત્માનું ઘર! સંસાર એટલે આનંદ અને ઉલ્લાસ! પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં! આ બધા રમણિય વર્ણનો જુઠા છે એવી મારી ખાત્રી થઇ ગઇ છે. ભોળી સ્ત્રીઓને ભમાવવા માટે–તેઓને રીબાવી રીબાવીને મારી નાખવા માટે અને પુરૂષોની ભયંકર પાશવવાસના તૃપ્ત કરવા માટેજ આવા ભયંકર સિધ્ધાંતો રચવામાં આવ્યા છે. મને આ રમણિય વાક્યો પર શ્રદ્ધા નથી. મને સંસારપર કંઇ રૂચી રહી નથી. મારા જીવનમાં કંઇ આશા નથી ને અભિલાષ પણ નથી.

પતિને ત્યાં આવતાંજ મારા જુલ્મી પતિને પોતાના હક્કો ભોગ-વવાની તાલાવેલી લાગી. ચાલુ જુલ્મ સહન કરવાથી માણસ તેમાં ટેવાઇ જાય છે તેમ હું પણ ટેવાઇ ગઇ. પણ મારા ધણીને માટે મારા હૃદયમાં સખત ધિક્કાર ઉત્પન્ન થયા વિના રહ્યો નહિ. હું નાદાન હતી. રૂપાળી હતી. હોંસીલી હતી. જો મારા પતિએ મારા તરફ લાગણી બતાવી હોત, વ્હાલ દર્શાવ્યું હોત, અરે ! જરા મનુષ્યત્વ બતાવ્યું હોત: તોપણ મારા જુના સંસ્કારને લીધે હું તેની વફાદાર ગુલામડી થઇ તેની વાસનાની તૃપ્તિ કરનાર રમકડાની ગરજ સારત. પણ તેણે તો પ્રથમથીજ મારાપર લાકડીનો ઉપયોગ કર્યો–મારા કોમળ કૌમારને ચુંથી નાખ્યું અને તેથી મારા બાળક હૃદયમાં તેને માટે પ્રબળ ધિક્કાર ઉત્પન્ન થયો.

પતિને ત્યાં ભકતાણું હતું. મારા પતિ જેકીસનની ફોઇ પણ નાદાન વયમાં રાંડીને મરજાદણ થઇ હતી તેથી મારે ઠાકોરજીની સઘળી જાતની સામગ્રી તૈયાર કરવી પડતી. આ લોકો ભકત ગણાતા. કીડી કે માંકડને મારતાં તેઓને કમકમાં આવતાં, પણ મને કચડી નાખતાં તેમનો શ્રીનાથજી કકળી ઉઠતો ન્હોતો.

સ્હવારના ચાર વાગે ઉઠી હું એ દંબી મરજાદણ–મારી ફોઇજી–ની સેવા બજાવતી–આઠ વાગે રસોડામાં પ્રવેશ કરતી–બપોરે બાર વાગે બધાં જમી પરવારે તે પછી બે કોળીઆ ભરીને હું પાપી પેટનો ખાડો પુરતી અને તે પછી વાસણકુસણ માંજવાની મજુરી પુરી થતી ત્યાં ચાર વાગી જતા. ચાર વાગે પાણી ભરવા ગામના કુવાપર જતી અને

એ કામમાંથી નવરી થઇ કે સાંજના સીધાંસામાનની તૈયારી કરતી. રાતે હું દશ અગીઆર વાગે પરવારતી ત્યારે થાકીને લોથપોથ થઇ જતી. મારી આંખ નિંદ્રાધીન થવાને વલખાં મારતી. પણ મારા ક્રમે' એ શાંતિ લખાઇ ન્હોતી. હું થાકીને લોથપોથ થઇ અમારા ઓરડામાં જતી ત્યારે મારો પતિ મારાપર વરૂની પેઠે ત્રાપ મારવાને તૈયાર થઇ રહેતો. કોઇવાર હું રડતી–કકળતી–પગે પડતી–પણ એ બદમાસને મારી દયા આવતીજ નહિ.

નાની વયે આવી જીંદગી ગાળવાની મને ફરજ પડવાથી મને મારા પતિપર ધિક્કાર ઉત્પન્ન થાય તેમાં કંઈ નવાઇ છે ? મારા દીલમાં પ્રેમનું બુંદ પણ ન્હોતું. હું મારાં શ્વસુરપક્ષનાં એકે એક માણુસને રાક્ષસ સમા–મારા કટ્ટા દુશ્મન સમા ગણુતી અને એ હ્રદયહીન રાક્ષસોને મન હું તો વગર પૈસાની બાંદી હતી એટલે તેઓ મને ગમે તે કામ સોંપતાં અચકાતાં નહિ.

દુઃખે પાપે મેં બે ત્રણ વર્ષ કાઢી નાખ્યાં. મારી વય ચૌદ વર્ષની થઇ. દુઃખ સહન કરવાની અસામાન્ય શક્તિને કારણે કે બીજા કોઇ પણ કારણસર આ ત્રણ વર્ષમાં હું સખત માંદી પડી ન્હોતી. મારૂં શરીર પૂરૂં ખીલ્યું હોન્તું છતાં મારી મોહકના વધી હતી. ચૌદ વર્ષની વય થતાં યૌવનની કુંપળો ફુટવા લાગી. મારા વક્ષસ્થલની મોહકતા વધી ગઇ. મને સારા વસ્ત્રાલંકારોનો ઘણો શોખ હતો. પણ મારા સાસરામાં હંમેશાં મને હલકા વસ્ત્રોજ મળતાં. આવા હલકાં વસ્ત્રો પણ હું એવા સુંદર રાખતી કે મને જોઇને ગામના પુરૂષો ચકિત થઇ જતા.

કેટલાક નિર્લજ્જ માણસો "જેફીસનની બૈરી ઘણીજ ફાંકડી છે હો !" એવી વાત કરતા.

એવામાં મારા જીવનનો ચીરસ્મરણિય દિવસ આવ્યો. અમારે ત્યાં સુરતના કોઇ મંદિરના મુખીઆજી મહેમાન થયા. મુખીઆજીનું નામ નંદશંકર હતું અને તેની વય પચીસ છવીસ વર્ષની હતી. તેના મ્હોંપર ફાંકડી વાંકડી મુછો શોભતી હતી. વૈષ્ણવધર્મની વિજય પતાકા જેવું લાંબું ટીલું તેના કપાળમાં ચમકતું હતું. મંદિરના મુખીઆજી હોવા છતાં તેણે સુધરેલાના જેવી બાબરી રાખી હતી. અને તેને સુંદર રીતે ઓળી વચમાંથી સેંથી પાડી હતી. નંદશંકર ભકતશિરો મણી હોવાથી અમારા ઘરમાં તેને માટે કોઇને સંકોચ ન્હોતો. વળી મારા સસરાએ તેની પાસેથી થોડાક નાણાં વ્યાજે લીધાં હતાં એટલે મારો શ્વસુરપક્ષ તેનો ઓશીઆળો હતો. તે આવતાંજ તેની આગતા સ્વાગતા શરૂ થઇ.

નંદશંકર મીઠાબોલો અને મળતાવડો હતો. ઘરમાં તે બધા સાથે હળી ગયો. પણ તેની કામણગારી આંખો મારાપર ચોંટી હતી. હું શરમથી નીચું જોઈ ઘરકામ કરી રહી હતી તે વખતે મને જોઇને જાણે તેને મારી દયા આવતી હોય એવો ભાવ તે વ્યકત કરતો.

"જરા આરામ તો લો. આટલું બધું કામ કરશો તો તમે થાકી જશો." લાગ જોઈ એકાંત મળતાં તેણે અમારા વાડામાંના કેળના વૃક્ષ પાસે મને ઉભી રાખી કહ્યું.

કંઇ પણ સમજ્યા વિના મેં તેની સામે જોયું. તેની આંખોમાં પ્રેમ અને અનુકંપા તરવરી રહ્યાં હતાં. તરતજ મેં આંખો નીચી ઢાળી દીધી અને મારી આંખમાંથી દડદડ આંસું પડવા લાગ્યાં.

"મને કોણ જંપવા દે?" હું રડતી રડતી બોલી.

"કેમ ન જંપવા દે? હું તમારા સસરાને કહી નોકર રાખવાનો બંદોબસ્ત કરાવીશ."

"નહિ નહિ. મેં તમારી પાસે ફરીઆદ કરી છે એવી એ લોકોને ખબર પડશે તો મને જીવતી નહિ રહેવા દે."

"તમે જરા પણ ફીકર ન કરો. તમારો કોઈ વાંકો વાળ પણ કરી શકશે નહિ."

"જો એમ થાય તો પ્રભુ તમારૂં ભલું કરશે." મેં ખરા જીગરની આશિષ દીધી.

બીજે દિવસે નંદશંકરે મારા પતિને શો જાદુમંત્ર ભણાવ્યો તેની મને ખબર નથી. પણ મારા પતિ મારી પાસે આવ્યા અને હસતા હસતા બોલ્યા.

"તારા પર કામનો આટલો બધો બોજો પડે છે તે મારાથી જોવાતું નથી. આજે મેં એક નોકરડી રાખી છે."

હું કંઇ ન બોલી. અજાયબીથી હું મારા પતિને જોઇ રહી.

"રાજી થા. હવે તારે કામ કરવું નહિ પડે."

હું જરા હસી.

મારા સસરા સાસુ નણંદ અને ફોઇજીના વર્તનમાં પણ અજબ ફેરફાર થઇ ગયો. હવે બધાં મારાપરથી વારી જવા લાગ્યાં. જાણે હું મોંઘા મૂલની વહુ હોઉંની તેમ તેઓ મારા તરફ લાગણીનો વરસાદ વરસાવવા મંડયા. આ જાદુઇ ચાવી ફેરવનાર નંદશંકર છે તે હું જાણતી હતી અને તેથી નંદશંકર તરફની મારી લાગણી વિચિત્ર થઇ પડી.

નંદશંકરના માયાળુ વર્તને મને જીતી લીધી. અને હું તેને અંતઃકરણ પૂર્વક આશિષ દેવા લાગી.

ત્રણ ચાર દિવસ પછી મને મારા પતિએ કહ્યું: "નંદશંકર મને સુરત લઇ જવા માગે છે. તને સુરત ગમશે?"

"હા." મેં રાજી થઇ હા પાડી.

નંદશંકરે મારા પતિને નોકરી અપાવવાનું વચન આપ્યું હતું. હું, નંદશંકર અને મારા પતિ તરત સુરત જવા ઊપડી ગયાં. પ્રથમ અમે નંદશંકરને ત્યાંજ ઉતર્યા: આ યુવાન મુખીઆને જોઇ હું પાગલ થઇ ગઇ. તેણે મને જુલ્મમાંથી ઉગારી લીધી હતી અને તેથી હું તેને મારો દેવ માનતી હતી.

"હવે તો તારા પર કોઇ જુલમ ગુજારતું નથીને?" મારા પતિ નોકરી પર ગયા હતા ત્યારે નંદશંકરે મારી પાસે આવી હસીને કહ્યું.

"નહિ. તમે આ ગાયને કસાઇવાડેથી છોડવી." હું બોલી. સ્વાભાવિક રીતે શરમથી મારી આંખો નીચી નમી ગઇ. નંદશંકર મારી પાસે આવ્યો. હું જરા ધ્રુજી. તેણે વ્હાલથી મારો હાથ પકડયો અને બીજી પળે હું જ તેની બાથમાં જઇ પડી.

નંદશંકરની આશા ફળી. હું તેની માશુક થઇ. મારા પતિ સ્હવારે આઠવાગે કાપડની દુકાને જતા. બપોરે બાર વાગે જમવા આવતા અને તે પછી રાતે આઠ વાગે પાછા ફરતા એટલે મારા અને નંદશંકરના પ્રેમમાં કંઇ વિઘ્ન નડયું નહિ. ખરૂં સુખ મેં અહિંજ મેળવ્યું. મારો પ્રેમી મને જરા પણ ઘર કામ કરવા દેતો નહિ. રાંધવા સીંધવાની કડાકુટ પણ મારે કરવાની ન્હોતી કેમકે મંદિરમાંથી ભાતભાતના મિષ્ટાન્ન અને પાતળ ચાલ્યા આવતા હતા—હું જાણે રાજાની રાણી હોઉંની તેમ નંદશંકરના પ્રેમમાં મસ્ત થઇ ગઇ.

પણ મારા નસિબમાં સુખ લખાયલું ન્હોતું. કોઈ નિંદાખોર જીભે મારા પતિના કાન ભંભેર્યા. થયું. મારી અવદશા બેઠી. મારો પતિ એક દિવસ અણધાર્યા સાંજે ચારેક વાગે ઘેર આવ્યો બારણાં બંધ હતાં. હું નંદશંકરની હુંફાળી ગોદમાં હતી. બારણાં ખખડતાંજ હું ધ્રુજી ગઇ. મારા પતિએ જોરથી બારણાં ખખડાવ્યાં. અંતે નંદશંકરને બારણાં ખોલવાની ફરજ પડી.

"બદમાસ !..." જેકીસન મારા પર હલ્લો કરતો બરાડયો. હું થરથર ધ્રુજતી હતી. એ હીચકારાએ નંદશંકરને કંઇ કહેવાની હિમ્મત ન કરી પણ મને બે ત્રણ લાત લગાવી દીધી. હું તેની લાતથી જમીનદોસ્ત થઇ ગઇ.

"બસ કર જેકીસન !" નંદશંકર બોલ્યો અને મારો પતિ ચુપ થઇ ગયો. તેની આંખમાંથી અંગાર વરસતા હતા. પણ કોણ જાણે કેમ તે નંદશંકરને કંઇ કહી શકયો નહિ.

"મારે હવે તારી જરૂર નથી. માંડ તારા માટીનું ઘર—" આટલું કહી મારો પતિ ચાલ્યો ગયો. હું એક ખુણામાં બેસી રડવા લાગી.

"તું ગભરા ના. હું એને સમજાવી દઇશ." નંદશંકરે મને દિલાસો દીધો. હું જેમ તેમ શાંત થઇ.

મુખીઆજીએ જેકીસનને સમજાવી લેવાને ખુબ પ્રયત્ન કર્યો પણ તેમાં તેને યશ મળ્યો નહિ. જેકીસન ઘણો હઠીલો હતો, તે નોકરી છોડી ગામ ચાલ્યો ગયો અને હવે નંદશંકરની આબરૂપર ધાડ આવી.

"તું મારી સાથે રહેશે તો ગામમાં નિંદા થશે." તેણે ગંભીર થઇ કહ્યું.

"ત્યારે હું ક્યાં જાઉં ?"

"તારે સાસરે જા અથવા પિયર જા."

"અરે! ત્યાં તો એ લોકો મને મારી નાખશે. તમારે જોઇએ તો મને ઝેર પાઇ સુવાડી દો. પણ હું એ કસાઇને ત્યાં જવાની નથી." મેં કરગરીને કહ્યું.

નંદશંકર વિચારમાં પડયો:

"ગમે તેમ થાય પણ હું હવે તને મારી સાથે રાખી શકું તેમ નથી."

"ત્યારે ?"

"હું તને જુદું ઘર લઇ દઉં ત્યાં રહે."

"લાચારીથી હું કબુલ થઈ. તેણે મને એક ઘર ભાડે લઇ દીધું. અવારનવાર તે મારે ત્યાં આવવા લાગ્યો. પણ એક જુવાન સ્ત્રી એકલી રહે તે દુન્યાથી દેખાયું નહિ, મારી જાતજાતની નિંદા થવા લાગી.

નંદશંકર પણ દુનીઆની બત્રીશીમાં ચવાઇ ગયો. તેને પોતાની નોકરી જવાનો ભય લાગ્યો અને તેણે મારે ત્યાં આવવાનું બંધ કર્યું.

આમ એક મહિનો વહી ગયો. મહોલ્લાના સ્ત્રી પુરૂષો મને અસ્પશ્ય ગણીને મારી સાથે બોલતા ન્હોતા. મારી પાસે ખરચી ખુટી. હું છેલ્લે પાટલે બેઠી અને સીધી મુખીઆને ત્યાં ગઈ.

મને જોતાં નંદશંકરનો ચહેરો બદલાઇ ગયો. તેની આંખો લાલ થઇ ગઇ.

"તું અહિં શા માટે આવી?"

"તમે આવતા નથી તેથી."

"હું તારો ગુલામ છું કે તારૂં હંમેશાં પુરૂં કરૂં?"

"તમે આ શું બોલો છો? તમે મને બચાવી—હવે આવી રીતે મારો છળ કરશો?"

"તારે જોઇએ તેમ કર. મારે ને તારે હવે કંઇજ સંબંધ નથી. જા—"

"જાઉં?" મારી આંખ ફરી.

"હા. જા."

"નંદશંકર! તમારૂં સત્યાનાશ જશે."

"જા—કહું છું—"

"હું તો જઇશ. પણ મારા જેવી ભોળી સ્ત્રીને નિરાધાર કરવા માટે પ્રભુ તને રૌરવ નર્કમાં નાખશે." કહી હું પાગલની પેઠે તેનું ઘર છોડી સીધી તાપી કિનારે ગઈ.

હવે મારો કોઈ આરો રહયો ન્હોતો. મોત શિવાય કોઈ મને સંઘરે એમ ન્હોતું. હું તાપીના પુલપર ગઇ. પ્રભુની પ્રાર્થના કરી. અને

નદિમાં પડતું મેલવાની અણીપર હતી એવામાં એક વૃધ્ધ બાઇએ મને પકડી લીધી.

"બહેન ! મને મરવા દો." મેં તે વૃધ્ધા તરફ ફરી કહ્યું: "હું જન્મ દુખીઆરી છું."

"બહેન ! આ જન્મે આપઘાત કરશે તો સાત જન્મ એવા જશે. ચાલ, મારે ઘેર ચાલ. તું ગમે તેટલી દુ:ખો હશે તો હું તને આશરો આપીશ."

આ બાઇ મને દયાનીજ દેવી જેવી લાગી. નિ:સંકોચ હું તેને ઘેર ગઇ. તે મને દીકરી પેઠે ચાહવા લાગી. આઠ દિવસ શાંતિમાં પસાર થઇ ગયા. એ બાઇનું નામ મ્હાલી ડોશી હતું. તેણે મારી વિતક વાત સાંભળી લઇ મને ઠેકાણે પાડવાનું વચન આપ્યું હતું.

"બહેન ! સુરતમાં તારૂં કામ નથી. તું મુંબઈ ચાલ. હું તને ત્યાં સુખી કરીશ." મ્હાલી ડોશીએ કહ્યું. તેજ દિને અમે મુંબઇ આવ્યાં.

ગ્રાંટરોડ સ્ટેશનપર ઉતરી ડોશીએ વિકટોરીઆ ભાડે કરી. તે મને કાંદાવાડીનાં એક ઘરમાં લઇ ગઇ. ત્યાં ગંગા નામની ડોશી તેની પુત્રી રાધા સાથે રહેતી હતી. મ્હાલી ડોશીને જોઇ બંન્ને મા દીકરી અમારૂં સ્વાગત કરવા લાગી. તે દીવસે દુધપાક પુરી ઉડયા અને મને મ્હાલી ડોશી સગી મા જેવી વ્હાલી લાગી.

"જુઓને ગંગા બહેન ! આ બિચારી ઘણી દુ:ખીઆરી છે."

"દુખીને મદદ કરવી તે મારો ધર્મ છે" ગંગાએ કહ્યું.

ગંગા અને તેની દીકરી રાધા મારા તરફ ઘણીજ મમતા બતાવવા લાગી. મ્હાલી ડોશી ત્રણ ચાર દિવસ રહી વિદાય થઈ. હું તેને ઇશ્વરનું માણસ સમજી.

આઠ દશ દિવસ શાંતિમાં પસાર થઈ ગયા. પણ તે પછી ગંગા ડોશીનું ભયંકર સ્વરૂપ જણાયું. હું મારા રૂમમાં વસ્રો બદલતી હતી એવામાં એક દિવસ અચાનક એક યુવાન અંદર આવી પુગ્યો. હું ચમકી.

"તમે કોણ છો?" ગુસ્સાથી બુમ પાડી હું તરત રૂમની બહાર નીકળી ગઇ. પેલો હવસી ભોંઠો પડી ગયો.

"કેમ રે! તેં શેઠનું અપમાન કેમ કર્યું?" ગંગા ડોશીનો પીત્તો ઉછળ્યો.

"હું એમને ઓળખતી નથી. બૈરા માણુસના ઓરડામાં દાખલ થતાં એમને શરમ ન આવી?"

"બેસ બેસ શરમની પૂછડી! હરામનો રોટલો ખાઇને આટલો બધો મીજાજ કરે છે?"

હું સડક થઇ ગઇ.

"તને મેં મફતના રોટલા ખવાડવા નથી રાખી સમજી? મ્હાલી ડોશીને સાતસો નગદ રૂપીઆ આપીને મેં તને ખરીદી લીધી છે." ગંગા ડોશી લાલ આંખ બતાવતી બોલી.

મારી આંખ સામે અંધકાર ફેલાઇ રહયો. બદમાસ મ્હાલી ડોશી મને ફસાવી ગઇ હતી અને હવે મારે મારૂં રૂપ અને જોબન વેચીને પેટ ભરવાનું હતું એ ભયંકર સત્યનું મને ભાન થયું.

ટુંકમાં હું વેશ્યા થઇ.

મારી આવી દશા થઈ તેમાં કોનો વાંક? કોઇ વાંચનાર આ પ્રશ્નનો જવાબ આપશે?

# બૈરીની કિંમત.

" સાંભળો છો કે ? આ કીકો કયારનો રડે છે તેને જરા હીંચકો નાંખોને ?" મારાં પટરાણી રસોડામાંથી તડુકયાં. હું "કલાપીનો કેકારવ" વાંચવામાં મશગુલ થઇ ગયો હતો અને રમા અને શોભનાની તુલના કરતો હતો એવામાં મિસીસનો અવાજ આવતાં મારી કાવ્યસૃષ્ટિ અલોપ થઇ ગઇ, હું ખીજવાયો.

"તે અમે છોકરા હીંચકીશું તો તમે શું ઉકાળશો ?"

" અમે ઉકાળીએ છીએ તે ઉકાળશું તોજ તમે જમીને વખ-તસર આફીસમાં જશોને ?" મીસીસે હાજર જવાબ આપ્યો.

હું માથું ખંજવાળતો ચોપડી ટેબલપર પછાડી ઉઠયા અને કીકાના ઘોડીઆ આગળ ખુરશી ખેંચી હીંચકો નાખવા લાગ્યો. માંજરી બીલાડી જેવી મારી અલી રસોડામાંથી ચીનીકબાલા જેવી આંખે મારી દશા જોઇને મંદ મંદ હસી રહી. તેના હાસ્યમાં વિજયની ખુમારી હતી તેથી મારૂં પુરૂષત્વ જખમાયું અને હું બબડવા લાગ્યો.

"બૈરાની જાતજ નકામી ! તમને ભગવાને શા માટે પેદા કર્યાં હશે ?"

" તમારી ગુલામી કરવાસ્તો ! હુંય ભગવાનને પૂછુંછું કે અમને અબળા શા માટે બનાવી હશે ?"

"જો સરલા ! તું આવી ઉંધી દલીલ ના કર, હું સ્ત્રીસન્માનનો હિમાયતી હોવાથી તારો રૂઆબ સાંખી લઉં છું. પણ મારો સાચો મત પૂછે તો બૈરાંઓ પુરૂષોપર ભયંકર બોજા સમાન છે." મેં સ્ત્રી જાતની કિંમત છેક ઉતારી નાખી.

"બેસો બેસો હવે ! તમે મોટા મરદો શું ધાડ મારી નાખો છો તે અમે સારી પેઠે જાણીએ છીએ."

"એટલે ? તું શું એમ કહેવા માગે છે કે તમે અમારાપર બોજા સમાન નથી ?"

"બીલકુલ નહિ. અમે ન હોઈએ ત્યારેજ તમને ખબર પડશે. તમે અગીઆરથી પાંચ વાગા સુધી આફીસમાં મગજમારી કરતા હશો પણ અમે તો અઢાર કલાક મફતની મજુરી કરીએ છીએ—સમજ્યા ?" સરલા જ્યારે સ્ત્રી જાતિની વકીલાત કરવા બહાર પડતી ત્યારે ભલભલા વકતાની છાતી ધબકાવી નાખે એવી દલીલ કરવામાં ઉસ્તાદ હતી.

"તમે મફત મજુરી કરો છો ? અરે ! અમે મહેનત કરી કરીને મરી જઈએ છીએ ને અમારી કમાણી તો તમે ઉડાવી મુકો છો. અમને શું ? બે ટંક ભોજનના ઓશીઆળા ! એમ તો વીશીવાળા પણ નિયમિત જમાડે છે........"

"તો વીશીથીજ ચલાવી લોને ! પાંચ પંદર દહાડા પિયર જઈએ ત્યારે "વીશીનું ખાવાનું પચતું નથી. પેટમાં દુખ્યા કરે છે. કદાચ

તબીઅત વધારે બગડી જશે માટે કીકાની બાને જલદી મોકલી આપજો" એવા કાગળ શા માટે લખો છો ?"

"અમસ્તો ! તું હોય તો ઘરમાં વાત કરનારૂં માણસ મળે તેથી !"

"વાત કરનારા માણસો ભાડે મળતા નથી ?"

"તું રૂઆબ કરતી હોય તો હું વાત કરનારા પણ ભાડે લાવીશ–"

"અહો હો હો ! શું તમારો મીજાજ ! હું એમ પૂછું કે તમારા કીકાની "મા" પણ ભાડે મળશે કે ?"

આ વિચિત્ર પ્રશ્નથી હું મુઝાયો.

"કેમ બોલતા નથી ? જીભ કેમ શીવાઇ ગઇ ? બોલોને, અમે છેકજ નકામાં છીએ ખરૂં ને ?"

"જો સરલા ! તું વિપર્યાંતર ના કરી નાખ. મૂળ મુદ્દો એ છે કે પુરૂષો જે મહેનત કરે છે તેનો ઘણો ખરો બદલો સ્ત્રીઓને મળે છે–"

"અને સ્ત્રીઓ કંઇજ મહેનત કરતી નથી ?"

"એ વખત રાંધી આપે તેમાં શું ધાડ મારવાની હતી ?"

"બસ–એટલુંજ ! એ શિવાય કંઈ નહિ ?"

"એ શિવાય કંઇજ નહિ. મનુ મહારાજ કહી ગયા છે કે સ્ત્રી અને ગુલામ સરખાજ છે. ઉભયની કંઇ કિંમ્મત નથી. ભક્ત કબીરજી કહે છે કે.

ચોર પખાણુ મૃદંગ અરૂ નારી
એ સબ તાડન કે અધિકારી..."

"એ ફખીરને મનુ પણ તમારી જાતનાજ કેની ? પણ મનુ જો સ્રીને નકામી ગણુતો હોય તો તેણે "પ્રસન્ન રહે દેવતા જ્યાં પામે સન્માન સુંદરી" એ શા માટે લખ્યું હશે ?"

"પોતાની હાથની ધરતી–પંડિતાણીને રાજી કરવા ઘરનો કંકાસ ટાળવા ! મનુની વહુ આગલો શ્લોક જોઇને ખીજવાઇ હશે ત્યારે મનુએ તેને રાજી કરવા માટે આ બીજો શ્લોક ઘસડી કાઢયો હશે. મારો મત એવો પણ છે કે એ ક્ષેપક છે."

"હશે. હવે કાલથી તમારી પેઠે હું આઠ વાગે પથારીમાંથી ઉઠીશ. ન્હાઈ ધોઇને ચ્હા તમેજ તઇયાર કરી લેજો. કીકો રાતે જાગે તો તમે જાગીને તેને દુધ પાજો. તમારા ધોતીઆને રૂમાલ તમેજ ધોઈ નાખજો. બગલાંની પાંખ જેવું ધોતીયું ન હોય તો હાલમાં તમે ઝુમાઝુમ કરી મેલો છો. પણ એક દહાડો ધોતીયું કેમ ધોવાય છે તેનો લ્હાવો તો લઇ જુઓ !—" મીસીસે મને ઉધડો લેવા માંડયો. પણ હું એમ હારી ખાઉં તેવો ન્હોતો.

"વોશીંગ કંપનીવાળા કે રામાઓ કયાં મરવા પડયા છે કે ધોતીયું ધોવાની મને ફરજ પડે ? હું ખાત્રીથી કહું છું કે તમે–બૈરાંઓ તદ્દન નકામા છો અને પુરૂષો ન હોત તો વમારી જોવા જેવી હાલત થાત......"

"અમે નકામાં છીએ ? હું નકામી છું ? સ્હવારનાં પહોરમાં ઉઠતાં સાથે તમને હોટલવાળો ચ્હા આપી જશે ? તમારા પેટમાં દુખતું

હશે તો હલકું ભોજન વીશીવાલો તૈયાર કરી આપશે ? સાંજે તમે ઓફીસમાંથી ઘેર આવો ત્યારે તમારે માટે ચેવડો ને ચ્હા કયો તમારો હેતનો કટકો તૈયાર રાખશે ! તમને આગ્રહ કરી કરીને કોણ જમાડશે ? રાતે તમારૂં બીછાનું કોણ કરી દેશે ?"

"એ બધું પૈસા આપવાથી મળી રહેશે."

"કબુલ ! માંડો હિસાબ ! તમે ધોબીને, ચ્હાવાળાને રામાને, વીશી-વાળાને તમારી સગવડો સાચવવા માટે કેટલા રૂપીઆ આપશો ?"

"વીશીવાળાને ૨૫, ધોબીને ૫, ચ્હાવાળાને ૭, રામાને ૫–કુલ્લે ૪૨ ! ૪૨ રૂપરડી ફેંકી દીધી કે બંદા સ્વતંત્ર ! આજે ઘી નથી ને કાલે કોલસા નથીની ખટખટજ નહિ ! આજે ફલાણીનું સીમંત છે માટે નવી સાડી અપાવો ઢીકણાનાં લગ્ન છે માટે બંગડી લાવો–વિગેરે કેટલી બધી આફતોમાંથી અમારો બચાવ થશે ?........"

"ભૂલ્યા ! ખરચ ગણતાં પણ ક્યાં આવડે છે ? તમારા ડગલાના બટન તુટી જશે તે કોણ દઇ આપશે ?"

"દરજી ! ઉમેર તેના માસિક આઠ આના !"

"પછી તમે માંદા પડશો ત્યારે સારવાર કરનારી નર્સ જોઇશેને !–"

"તેના વરસે ૫૦ રૂપિયા—"

"એ નર્સ વહેલી આવે–મોડી આવે ને તેટલામાં તમારા બાર વાગી જાય તો—"

"તો હું સોનાપુર જવાને તૈયાર છું."

"જાઓ–જાઓ–એવું ના બોલો ! હવે માની લો કે તમને બધી સગવડો મળી રહેશે. પણ પછી તમને કોઇ સંસારી કહેશે? તમે કીકાના બાપા થઇ શકશો?"

"એ એક પંચાત છે ખરી ! પણ મારો સિધ્ધાંત એવો છે કે વાંઢા રહેવામાંજ મઝા છે."

"તો રહો વાંઢા ! હું કાલે મારે પિયર ચાલી જઇશ. એકવાર અનુભવ મળશે ત્યારેંજ બૈરીની કિમ્મતની ખબર પડશે !"

મિસીસ ખોટી ધમકી આપે એવાં હતાંજ નહિ. બીજે દિવસે મારી "એ" મારા પ્રિન્સ ઓફ વેલ્સને લઇને પોતાને પિયર ને મારે સાસરે ચાલી ગઈ. મેં તરતજ મારા સ્વતંત્ર જીવનનો લ્હાવો લેવા માંડ્યો.

પ્રથમ તો હોટલમાં જઇ ચ્હા ઢીંચી આવ્યો. પણ તે ગમી નહિ. મને સ્ટ્રૉંગ ચ્હા જોઇએ તે કોણ બનાવી દે? મિસીસ બધું જાણતાં હતાં પણ હોટલવાલો મારો મીજાજ સાચવવાને બંધાયલો છે? હશે. બે ત્રણ દિવસમાં બજારૂ ચ્હા ગમી જશે એમ વિચારી મેં સંતોષ લીધો.

ઘેર જઇ વીશીમાં જવાનો વિચાર કર્યો. વીશીવાળાને "ઍડવાન્સ" આપવા માટે પચીસ રૂપીઆની જરૂર જણાઇ. કૅશ બોક્ષ ઉઘાડી તો રોકડા રૂપીઆ પાંચ ! પગારને હજુ પંદર દિવસની વાર હતી. મારી અર્ધાંગ્ના હતી ત્યાં સુધી ઘરમાં કેટલી શીલીક છે તેનું હું ભાન રાખતો નહિ. એ મારા પગારમાંથી બધો કારભાર ચલાવતી ને મને રોજ ખીસા ખરચના આઠ આનાય આપતી. વીશીના પૈસાના અભાવે

જીવું મુંઝાયો. તે દહાડે છુટક બાર આના આપી જમી લીધું. ઓફીસમાં એક બે મિત્રો પાસેથી પચીસ રૂપીઆ ઉધાર લીધા ને વીશીના પૈસા ભરી દીધા. આ રીતે ભોજનની વ્યવસ્થા કરતાં બંદાનું ખીસું સાવ ખાલી થઇ ગયું. સીગરેટ, પાન ને ચ્હાના વાખા પડવા લાગ્યા. કરકસર કરવાની ફરજ પડી એટલે ઘરમાંજ ચ્હા બનાવવા લાગ્યો. હાથે ધોતીઆ ધોવા માંડયા.

પંદર દિવસ આમ ગાડું ગબડાવ્યું. વીશીના ખોરાકથી તબીઅત લથડી ને રોજ બેચાર પેટ આવવા લાગ્યા. વખતસર ચ્હા નહિ મળવાથી માથું દુઃખવા લાગ્યું. ઘરમાં મેં એવી સરસ વ્યવસ્થા રાખી હતી કે નહિ પૂછો વાત! સ્ટવ ઓરડીની બરાબર વચમાં પડયો હતો. બાજુમાં ચ્હા પીને એમને એમ રહેવા દીધેલાં ૧૧ પ્યાલા રકાબી ગોઠવાયા હતાં. અભરાઇપરના ખાંડના પાત્રમાં કીડીઓનું લશ્કર ઉભરાયું હતું અને એ લશ્કરે મારા બીછાના પર હુમલો કરી મારી નિંદ્રા ઉડાવી દીધી હતી.

હવે શું કરવું? હવેજ બે બદામની બૈરીની કિમ્મત સમજાઇ અને સેવકે સસરાજીપર તાર કર્યો: "મરવાની અણીપર છું. તમારી દીકરીને મ્હોં જોવા તરત મોકલો."

આ તાર મારી અલીએ સાચો માન્યો ન્હોતો; છતાં તે દોડતી આવી.

"કેમ તમે તો મરવા પડયા હતા ને?"

"અરે! ખરેખર મરવા પડયો છું. વ્હાલી! તારી કિમ્મત તારી ગેરહાજરીમાંજ સમજાય છે. મને માફ કર—"

"જાઓ, બૈરીની માફી માગીને મને પાપમાં ના નાખો......" કહી તે હસી ને પોતાની જીતથી મલકાઇને મને કીકા રમાડવા આપ્યો.

# સન્યાસીનો પ્રેમ.

એક ગામની પાધરે ફળફુલ અને કંદમુળનું પોટલું માથે મુકી એક સન્યાસી ગામમાં દાખલ થયો. તે પહેલવાન જેવો કદાવર હતો. તેના માથાપરના ભારની તેને દરકાર ન્હોતી. અને ગેરૂઆ રંગનો ઝભ્ભો પહેરવાં છતાં તે કોઇ પરાક્રમી યોધ્ધો થવાને સરજાયો હોય એવો લાગતો હતો. ગામના પાધરે આંબાના ઝાડ પાસે આવી લાગતાં તેને કેટલાક ગામડીઆએ જોયો અને તેઓએ હસીને નમસ્કાર કર્યા: " બાવાજી સીતારામ !"

" જય સીતારામ !" સ્વામીએ કહ્યું. એક ગામડીઆએ તેના માથાપરનું પોટલું લઇ લીધું અને સઘળા સન્યાસીની ઝુંપડી સુધી ગયા. સાધુની ચાલ ભવ્ય અને દમામભરી હતી. કંદમુળની શોધમાં તે ચાર પાંચ માઇલ જઇ આવ્યો હતો. પણ તેને થાક લાગ્યો ન્હોતો. પર્ણકુટી પાસે આંબાનું ઝાડ હતું. તેની નીચે ઉભો રહી તે પળભર વિચારમાં પડયો. જાણે પત્થરનું પૂતળું ઉભું હોય તેમ તે સ્થિર ઉભો રહયો. તેની નજર પૂર્વ દિશા તરફના વીશ ત્રીશ માઇલ દુરના એક શહેરપર ચોંટી હતી. અસલ તે પેલા શહેરનો રહીશ હતો અને સન્યસ્ત લઇ તે આ ગામમાં મૃત્યુ સુધી રહેવા આવ્યો હતો. તેના ભૂતકાળની કોઇને ખબર ન્હોતી. હમણાં તે ૫૮ વરસનો હતો પણ ૫૮ દીવાળીની તેના પર અસર થયલી લાગતી ન્હોતી. ૩૦ વર્ષથી તે આ ગામમાં રહેતો હતો અને તે એક વાર શ્રીમંત હતો તેની કોઇને ખબર ન્હોતી.

તે તેના પિતાની ઇચ્છાથી મુંબઇમાં કાયદાનો અભ્યાસ કરવા ગયો હતો. એવામાં તેનો પિતા ન્યુમોનીઆથી મરી ગયો. તેની મા તેના બચપણથીજ ગુજરી ગઇ હતી. પિતાના મરણથી તે લાખોની મિલ્કતનો વારસ થયો અને કાયદાની અદાલતમાં ઉભા રહી સાચાના જુઠા કરવાની તેને જરૂર જણાઇ નહિ.

તે ખુબસુરત, બુધ્ધિમાન અને તે સાથે શ્રીમંત હોવાથી લોકોમાં માનીતો થઇ પડયો અને ગધ્ધા પચીશીના દિવસો મોજમજાહ અને રંગ રાગમાં ગાળવા લાગ્યો. પણ નાટક સીનેમાની વારંવાર મુલાકાત લીધા પછી તે અચાનક સુંદરી નામની એકટ્રેસ સાથે પ્રેમમાં પડયો. સુંદરી પ્રેમને માટે પ્રાણ આપનારી રમણીનું પાત્ર ભજવતી હતી. સત્વસુખ આજનો સન્યાસી–તે વખતે યુવાન અને તરંગી હતો. તેને તેના સ્વપ્નાની પરી મળી ગઇ અને તે સુંદરી પાછળ પાગલ થઇ ગયો.

સુંદરી નાટકની કલાની ઉસ્તાદ હતી. તે સત્વસુખને કેમ રાજી કરવો–તેને પોતાના જોબનના પ્રભાવમાં કેમ આંજી રાખવો તે સારી પેઠે જાણતી હતી. રંગભુમિ પર તે જેવો પ્રેમ કરતી તેવાજ પ્રેમથી તેણે સત્વસુખનું માથું ફેરવી નાખ્યું. સત્વસુખ પ્રેમને લીધે વગર મુલ્યે વેચાઇ ગયો. તેણે સુંદરીને એક સુંદર બંગલામાં રાખી—તેની નોકરી છોડાવી દીધી–તેને હીરામોતીથી શણગારી–તેની કબાટો ભાત-ભાતના કિંમતી વસ્ત્રોથી ભરી દીધી...ચાર વર્ષ સુધી સુંદરી તેની સાથે રહી...સત્વસુખનો પ્રેમ દિન પર દિન વધતોજ ગયો. તે તેને સીવીલ મેરેજ એકટની રૂએ પરણી જવા તૈયાર થયો અને બન્નેના

લગ્ન થવાંના હતા તેજ દિવસે તેને અચાનક ખબર પડી કે સુંદરી બેવફા હતી. ચાર ચાર વર્ષથી તે તેને છેતરતી હતી. સત્વસુખ સાથે સુંદરીની ઓળખાણુ કરાવનાર એકટર રામલાલની સાથે સુંદરીનો ગુપ્ત પ્રેમસંબંધ ચાલુ હતો.

સુંદરી આ સમયે ગર્ભવંતી હતી. તેથી આ નાટક ઘણો ભયંકર થઇ ગયો. સુંદરીના ગર્ભમાંના બાલકનો કાયદાસર પિતા ગણાવા માટે તે નાટકની એકટ્રેસ સાથે પરણવા તૈયાર થયો હતો; પણ અફસોસ ! તેના પ્રેમાળ જીગરપર વજ્રાઘાત થયો. સુંદરીપર રામલાલે લખેલા પ્રેમ પત્રો તેણે શોધી કાઢ્યા તેના ગુસ્સાનો પાર રહયો નહિ અને તે દાંત પીસી સુંદરીનો ચોટલો પકડી તેની બેવફાઇને માટે તેને જંગલીની પેઠે ગાળો દેવા લાગ્યો. પણ સુંદરી તેના માથાની હતી. તેણે દુનિયાના અનેક રંગ જોયા હતા. સત્વસુખ જેવા ભલભલાને તેણે પાણી ભરાવ્યા હતા. તે સત્વસુખને ધક્કો મારી ડોળા કાઢતી વકરાયલી વાઘણુ જેવી સામી થઇ. સત્વસુખ તેને મારવા જતો હતો. પણ સુંદરીનું શરીર જોઇ તે અટકયો.

મોત જેવો ફીકકો થઇ તે વિચારવા લાગ્યો: “ આ બદમાશ સ્ત્રીના નાપાક શરીરમાં મારૂં બાળક છે—નહિ—એ બંન્નેને હું મારી નાખીશ.” તે દિવાનો થઇ ગયો અને કરૂર જંગલીની પેઠે સુંદરીપર તુટી પડયો. સુંદરી ગભરાઇ. સત્વસુખની ફાટેલી આંખો જોઇ તેની ખાત્રી થઈ ગઇ કે તે તેને મારી નાખશે. તે તેના પેટમાં લાત મારીને પોતાના બાળકનું ખુન કરી નાખવાની અણીપર હતો એવામાં સુંદરી બે હાથ

લાંબા કરી પોતાના પ્રાણની ભીક્ષા માગતી સુંદરી બોલી: "મને ના મારો—મારા પેટમાં તમારૂં બચ્ચું નથી; પણ રામલાલનું છે."

સત્વસુખના હાથ છુટી ગયા—તે પાછળ હઠી ગયો—તેનો ગુસ્સો નરમ પડયો.

"તું સાચું બોલે છે ?"

"હા—ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે એ તમારૂં બચ્ચું નથી."

સત્વસુખને તેની વાત સાચી લાગી. તે બોલ્યો: "ઉભી થા—કાળું કર—તારૂં કાળું મ્હો મને કદિ બતાવતી ના."

સુંદરી ઉભી થઈ અને તેને છોડી ગઇ.

તેણે તેનું મ્હો કદિ પાછું જોયું નહિ.

આ બનાવ પછી તે મુંબઇ છોડી સુરત ગયો. ત્યાં જઇ તેણે પોતાની બધી મીલકત વેચી નાખી અને રોકડ રકમ બેંકમાં મૂકી તે એક નાના ગામડામાં સન્યાસીનો વેષ ધરી રહેવા લાગ્યો. તે કોઇને મળતો નહિ—કોઇની ભિક્ષા લેતો નહિ—ગરીબ ગુરબાને જોતો તો થોડી મદદ કરતો—ભૂખે મરતાને છુપી રીતે અનાજ મોકલી આપતો અને પોતે ભર્તૃહરીની પેઠે આખી સ્ત્રીજાતિને ધિક્કારતો ઝુંપડામાં અથવા આંબાના ઝાડ નીચે એકલો વિચારનિંદ્રામાં પડી રહેતો. દોઢ વર્ષ આમ પસાર થઇ ગયું. તે સુંદરીને ભૂલવાને પ્રયત્ન કરતો હતો. પણ

એ દગાબાજ સ્ત્રીના માયાવી જાદુ તેને યાદ આવતા અને તેને કોઈ કોઈવાર ફરીથી સુંદરીને મેળવવાની ઇચ્છા થતી.

અંતે તેણે પોતાની વાસનાપર વિજય મેળવ્યો. અગાઉ તે ધર્મને ઢોંગીઓના પેટ ભરવાનું સાધન માનતો હતો. પણ હવે ધર્મ તેના જખમી જીગરને આરામ આપવા લાગ્યો. તે પ્રભુનું સ્મરણ કરવા લાગ્યો. ધીમે ધીમે તેના આત્માને શાંતિ મળી. તે વિલાસી મટી ત્યાગી બન્યો અને ગામના લોકો આ યુવાન સાધુના વદનપરનાં તેજ અને શાંતિ જોઇ તેના ભકત બની ગયા. તે પોતાની લક્ષ્મીનો દુઃખી દરદીઓને સ્હાય કરવામાં ઉપયોગ કરવા લાગ્યો. આ સાધુ કોઇ દૈવી પુરૂષ છે અને કોઇ દિવ્ય શક્તિથી તે સોનું બનાવી લોકોને મદદ કરે છે એવી લોકવાયકા ફેલાતાં તેના માન વધી ગયા પણ તે કદી ચમત્કાર કરવાનો દાવો કરતો ન્હોતો. તેનું પોતાનું જીવન તદ્દન શાંત, પવિત્ર અને દયાળુ હતું. સ્ત્રીઓ પાસે તે કદિ જતો નહી અને જૈન જતિઓની પેઠે સ્ત્રીઓને પોતાની પાસે આવવા દેતો નહિ. આ કારણે તે બ્રહ્મચારી સાધુ ગણાવા લાગ્યો.

( ૨ )

આઠ વાગે સન્યાસીએ ભોજન પૂરા કર્યાં અને ગામડીઆઓ વીખરાયા.

“ ગોવિંદ, આ કંદ બાફી નાખ–” સાધુએ ગોવિંદ નામના પોતાના એક ભકતને કહ્યું.

ગોવિંદ ચુલા પાસે જતો હતો પણ તેને કંઇ યાદ આવવાથી

તે સાધુ પાસે જઈ બોલ્યો: "મહારાજ! તમને મળવા એક માણસ આવ્યો હતો?"

"મને મળવા? તે કેવોક હતો?" તેણે બેદરકારીથી પૂછ્યું.

"બહુ સારો ન્હોતો. તેનો દેખાવ મને ગમ્યો ન્હોતો."

"કેમ? તે ભીખારી હતો?"

"બનવા જોગ છે–કદાચ તે ચોર પણ હોય–"

"સાધુ હસ્યો. તે ગોવિંદનો બીકણુ સ્વભાવ જાણતો હતો."

"જા–જા–તારૂં કામ કર–"

ગોવિંદ ચુલા પાસે જઇ કંદમુળ બાફવા લાગ્યો. અચાનક તેણે બુમ મારી: "મહારાજ! પેલો પાછો આવ્યો."

સાધુએ ધુણીના પ્રકાશમાં રસ્તા પર જોયું તો એક જવાન તેના તરફ આવતો જણાયો. તેનાં વસ્ત્રો ફાટેલા અને મેલાં હતાં. જરી-પુરાણા હાફકોટમાં હાથ નાખી તે સાધુ પાસે આવી ઉભો અને તેને તિક્ષણ નજરે જોઇ રહયો. એ યુવાનનો ચહેરો દુરાચારથી બેડોળ થયલો હતો.

"બાવાજી સીતારામ!" તે સાધુ પાસે આવીને બોલ્યો.

"સીતારામ!" સાધુ બોલ્યો અને બન્ને એક બીજાને ભેદક દ્રષ્ટિએ જોઈ રહ્યા. સાધુ સામાન્ય રીતે ગભરાઇ જાય એવો ન્હોતો છતાં તેની સામે કોઇ અજાણ્યો દુસ્મન ઉભો છે એવો તેને ભાસ થયો.

"કેમ! તમે મને ઓળખતા નથી?" પેલા રખડેલે પુછ્યુ.

સાધુ અજબ થઈ બોલ્યો: "હું તને ઓળખું? શી રીતે? મેં તને કદિ જોયો નથી."

"બરાબર છે, પણ મારો ચહેરો બરાબર જુઓ."

"શા માટે? મેં તને કદિ જોયોજ નથી."

"હા. હા. પણ હું તમને એક એવી વ્યક્તિ બતાવવા આવ્યો છું કે જેને તમે બરાબર ઓળખી શકશો." પેલો યુવાન વ્યંગયુક્ત સ્વરે બોલ્યો અને પોતાના ગજવામાંથી એક પાકીટ કાઢી તેમાંથી તેણે એક પીળો ઝાંખો પડી ગયલો ફોટો ખેંચી કાઢયો.

"તમે આને ઓળખો છો?" ધુણીના પ્રકાશમાં સાધુની નજર સામે પેલો ફોટો ધરી પેલો રખડેલ બોલ્યો.

સાધુ તે જોઇને ચમકયો અને સ્તબ્ધ થઇ ગયો. એ ફોટો તેનો પોતાનો હતો અને તેણે તે પોતાની સહી સાથે સુંદરીને ભેટ આપ્યો હતો. આ ફોટો લાવવામાં આ જુવાનનો શો હેતુ છે તે તે સમજી શકયો નહિ. તે ચુપ બેસી રહયો.

"તમે એને ઓળખો છો?"

"હા."

"એ કોની છબી છે?"

"મારી પોતાની."

"હવે મારા તરફ જુઓ અને આ ફોટામાંના ચહેરા સાથે મારો ચહેરો સરખાવી જુઓ—"

આ શબ્દો બોલવાની કંઇ જરૂરજ ન્હોતી. કેમકે પેલા દુઃખી સાધુએ એ સામ્ય કયારનું જોઇ લીધું હતું. ફોટામાંનો ચહેરો અને તેની પાસે બેઠેલા જવાનનો ચહેરો આબાદ મળતો હતો.

"તને શું જોઇએ છે ?"

"મને ? મને તમારૂં બધું જોઇએ છે."

"પણ તું કોણ છે ?"

"હજી નથી ઓળખતા ? આ ફોટો બતાવીને કોઈ પણ અજાણ્યા માણુસને પુછો—તમારા નોકરને પુછો—અથવા જીલ્લા માજીસ્ત્રેટને પુછો કે હું કોણ છું ! તેઓ તમારો સવાલ સાંભળી તમારી મશ્કરી કરશે. બાપાજી ! તમે સાધુ થઈ ગયા તેથી તમારા દીકરાને ઓળખવા માગતા નથી ?" પેલા રખડેલે ભયંકર વ્યંગ કર્યો.

વૃદ્ધ સાધુએ ઇશ્વરની પાર્થના કરતો હોય તેમ ઉંચા હાથ કર્યા અને નિરાશા તથા દુઃખની લાગણીથી તે બોલ્યો: "બેટા ! એ વાત ખોટી છે."

"ખોટી છે ?" તે દાંત પીસી સાધુની વધુ નજીક ગયો.

"હા. મારે કોઇ દીકરો હતોજ નહિ." સાધુ મક્કમતાથી બોલ્યો.

"તમે કોઇ એકટ્રેસને ન્હોતી રાખી ?"

"રાખી હતી–" સાધુ નિડરતાથી પેલા જવાનની આંખમાં આંખ મીલાવી બોલ્યો.

" અને તમે છોડી ગયા ત્યારે તે ગર્ભવંતી ન્હોતી ?"

ત્રીસ વર્ષ પહેલાં મરી ગયેલો તેનો ગુસ્સો અચાનક ફાટી નીકળ્યો: " છોકરા ! તે મને બેવફા નીવડી હતી-તેને બીજાનો ગર્ભ રહયો હતો અને તેથી મેં તેને તજી દીધી હતી. જો એ બેવફા સ્રીના પેટમાં મારો ગર્ભ રહયો હોત તો તને અને તેને મેં તેજ દીને પુરા કરી નાખ્યા હોત." સાધુની આંખમાંથી પ્રલયની વીજળી ખરવા લાગી. સાધુનો ગુસ્સો જોઇ તે ડર્યો નહિ પણ જરા અચક્યો.

" હું તમારો દીકરો નથી એમ તમને કોણે કહ્યું હતું ?"

" તારી માએ પોતે."

" ત્યારે બાપાજી ! માએ તમને છેતર્યા હતા-"

" તેં કેમ જાણ્યુ ?"

" તે મરતી વખતે મને ખરી વાત કહી આ ફોટો આપી ગઈ હતી" નિષ્ઠુર અવાજે પેલો રખડુ બોલ્યો.

સાધુએ તેના હાથમાંથી ધીમેથી પોતાનો ફોટો લીધો-તે જરા સમજ્યો. સુંદરી પોતાનો જાન બચાવવા માટે જુઠું બોલી હતી-ત્રીસ વર્ષ પહેલાંનો ભયંકર બનાવ તેની નજર સામે તરવરી રહયો અંતે સુંદરી જુઠું બોલી બચી ગઇ હતી. તેનો પોતાનો પુત્ર સુંદરીને પેટે જન્મ્યો હતો-મોટો થયો હતો અને અત્યારે પોતાની નજર સામે આવી ઉભો હતો ! સાધુ ધ્રુજી ગયો ને મનમાં પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. થોડીવાર પછી તેણે પોતાના પુત્રને પૂછ્યું:
" તારી મા મરી ગઇ ?"

" હા."

" ક્યારે ?"

" ત્રણ વર્ષ થયા."

સાધુના મનમાં કંઇ શક પેદા થયો.

" ત્રણ ત્રણ વર્ષ સુધી તું મારી પાસે શા માટે ન આવ્યો ?"

" તમે મને ન મળ્યા-હું તમને બધી વાત પાછળથી કહીશ. હું બે દિવસનો ભુખ્યો છું."

વૃદ્ધ સાધુનું વાત્સલ્ય ઉછળી આવ્યું. તેને પોતાના પુત્રની દયા આવી. તે બે દીવસથી ભુખ્યો છે તે જાણતાં તેની આંખમાં આંસું આવ્યા અને તેણે વ્હાલથી તે યુવાનને પોતાની છાતી સરસો ચાંપી દીધો.

" ચાલ દીકરા! આપણે બન્ને આજે પહેલીવાર સાથે બેસી ખાઇયે. ગોવિંદ, જલ્દી ભોજન લાવ-"

ગોવિંદ કંદમુળ ને રોટલા લઇ આવ્યો. સાધુનો પુત્ર ભુખ્યા વરૂની પેઠે એ સ્વાદહીન ખોરાક સંતોષથી ખાવા લાગ્યો. સાધુની આંખમાંથી દડદડ આંસુ વહેતા હતા.

તે રાત્રે સાધુ પોતાના પુત્ર સાથે ગુમ થઇ ગયો. ગામડીઆને તે ક્યાં ગયો તેની ખબર નથી, પણ સુરતના વતનીઓ કહે છે કે સત્વસુખ જાગીરદાર ૩૦ વર્ષની તપશ્ચર્યા પછી એક! સુંદર યુવાનને દત્તક લઇ પાછા આવ્યા છે.

# કાળી ચૌદશની રાત.

લેખકઃ—રા. એ. સી. ચીશ્તી.

(રમુજી સ્કેચ.)

ઉફ્ ! આ રાત્રીનું જ્યારે જ્યારે મને સ્મરણ થઇ આવે છે, ત્યારે મારા રૂંવાટાં ઉભા થઇ જાય છે; અને રોમાંચ સાથે કંપારી છુટે છે. સામાન્ય રીતે આ રાત્રી જનસમૂહમાં ભયંકર માનવામાં આવે છે. શરૂઆતથીજ તે વિષે અનેક મુખોથી દંતકથા સાંભળેલી હોવાથી હું પણ તે રાત્રીથી તો ડરતોજ હતો; અને તે રાત્રી આવતાં હું ઘર બહાર એક કદમ પણ કાઢતો નહિ; કેમકે સાંભળવા પ્રમાણે તે રાત્રીએ અનેક ભુત પ્રેત, પિશાચ, ડાકણ, માંકણ, ઝાંપડી, ચુડેલ, કાળભૈરવ, આગીયા બેતાલ, ભેંસાસુર આરાસુર વિગેરે પોતાનું સ્થાન છોડી બહાર નીકળી પડે છે. અને સકળ સૃષ્ટિસપાટી પર તે રાત્રીએ તેમનુંજ સામ્રાજ્ય હોય છે. કાળી ચૌદશની રાત્રે તેમની હડફેટમાં ગમે તે આવતાં પરલોકગમન કર્યા વિના રેહતો નથી. તે રાત્રે તેમને સાધનારા આવે છે. એટલે તેમને આવ્યા વિના છુટકોજ નહિ. તેથી હું તો તે રાત્રે સાયંકાળ થતાં પ્રત્યેક કાર્યથી પરવારી ગૃહપ્રવેશ કરતો, તે છેક સૂર્યનારાયણનાં દર્શન થતાંજ ઘર બહાર પગ મુકતો. પછી એક વર્ષ સુધી નિશ્ચિંત ગમે તે ટાઇમે ગમે ત્યાં ફરતો. અણી ચુકયો સો વર્ષ જીવે એ સુત્રને વળગી રેહેતો.

આ પ્રમાણે મેં સગા સ્નેહીઓ, ભાઇભાંડુ, દોસ્ત બિરાદરો વચ્ચે સહિસલામત અને ક્ષેમકુશળતાથી આવી ચોવીસ રાત્રીઓ પસાર કરી દીધી હતી. હવે હું મારી પચ્ચીસમી રાત્રીની કથની સંભળાવવા ઇચ્છા રાખું છું; માટે હે વાંચક! તે તું ધ્યાનપૂર્વક સાંભળ. વિચાર્યા વિના દાંત કાઢીશ નહિ. એ રાત્રીએ મેં કંઇ જેવું તેવું પરાક્રમ અને હિંમત દાખવી નથી! એ બનાવ જો ઇતિહાસકારોની જાણમાં હોય, તો સુવર્ણાક્ષરે લખી મારી નામનામાં વધારો કરી શકે. હવે મારા પરાક્રમ અને શુરાતનભર્યા કાર્યોની હિસ્ટ્રી જાણી તમે મને કેટલું માન આપો છો અને મારો કેવો તોલ કરો છો તે હું સ્હેજ જાણવા માગું છું. મારી હિંમત અને બહાદુરીની કદર કરવી તમારા હાથમાંજ છે.

કદરદાન વાંચક! લે સાંભળ ત્યારે. જીલ્લે જીજ્ઞાસુ તાલુકે તરપીંડી અને ગામ ગામડીનો હું રેહવાસી છું. મારો જન્મ હોલી દિવાળી વચ્ચે સૂર્યગ્રહણના દિનેજ થયેલો. મારા એકજ પિતા કચરાશા કાદવશાનો હું તેમની આખી સાઠ વર્ષની વયમાં એકનો એક અમૂલ્ય અચાનક ધરતીકંપ થવાથી પેદા થએલો લાડકવાયો પુત્ર છું. મારૂં નામાંકિત નામ ઢેફાશા છે. મારા પિતાની મધ્યમ સ્થિતિ હોવાથી હું ઉંચ કેળવણી પ્રાપ્ત કરી શકયો નહિ. અંગ્રેજી ચોથા ધોરણ સુધી ભણી વર્નાકયુલર ફાઇનલ છેલ્લાના પહેલા નંબરે પાસ કરી. મારા પિતા નામામાં લાલ પાનના એકકા હતા. તેથી તેમણે મને ઘરખાનગીમાં પાકું નામું શીખવી તેમાં મને પ્રવિણ અને પાવરધો કર્યો. એક દિવસ મુંબઇથી મારા પિતાના મિત્ર ડોબાશા જે ડોબાના

દલાલ હતા તે અમારા ગામમાં આવ્યા. મારા પિતાએ અમારી પાડીની દલાલી સાથે મારી પણ તેમની સાથે વાતચીત કરી. મને માસિક રૂપીઆ ત્રણ વીસુના પગારે મુંબઇના એક શ્રિમાન શેઠીઆ શેડાશાની પેઢીમાં પાકું નામું લખવા નોકરીએ રેરવી મારી ભુરી પાડી સાથે મને પણ પારસલ કરી દીધો. અત્રે હું મુંબઇમાંજ છું. મારા ને મારા શેઠના ગ્રહ મળતા આવવાથી મને ઠીક ફાવ્યું.

હું મુંબઇમાં કયા રહું છું તે પણ સાથે સાથે જણાવી દઉં. કદાચ તમારે ભુલચુકે કમભાગ્યે મુંબઇ આવવાનું થાય તો સીધા મારે ત્યાં આવી શકો. ગુંચવણ પડે નહિ. હું ભૂલેશ્વર-બીજા ભોઇવાડામાં કાબરચીતરી ચાલીના પહેલા માળાની તેરમી ઓરડીમાં માસિક રૂ. ળા આપી રહું છું. મારી પેઢી પણ કબુતરખાના પાસેજ આવેલી છે. ત્યાં રેહવામાં મને અનેક ફાયદા છે. દરેક ચીજ નજીકજ મળે છે. પેઢી નજીક, મારકીટ નજીક, ભોજ નજીક, આગ લાગે તો બંબાખાનું નજીક, અને વળી ત્યાં અનેક રમણીયો અને લલનાઓની આવક જાવક પણ વધુ. દિલ પણ શાંત રહે અને આંખોને ઠંડક રહે. હું પેદા થતાંની સાથેજ વાંઢો હતો. અને હજુ સુધી કંઇ ચોકઠું બેસવા પામ્યું ન હતું. તેથી વખતોવખત વૃત્તિ ચલિત થતી હતી. રમણી-યોમાંની કોઇ દયાવાન જણાતીજ નહિ, કે તે મારી સામે સ્હેજે મલકાય કે અમસ્થું પણ સ્મિત હાસ્ય કરે ! મારી રહેણીકરણી પણ હજુ ગાંમડીયા ઢબનીજ હતી. છતાં મેં વાળ રખાવી સેંથો પાડવા માંડયો હતો. હું તો મારી દયાની અને પરગજુપણાની લાગણીથી તે

છટકેલ મુંબઇગરી રમણીઓ પ્રત્યે સ્નેહાળ વૃત્તિજ રાખતો. મારી ગામડીઆ ઢબ હોવાનું માત્ર કારણ પણ એજ છે કે હું સ્હેજ વ્યવહાર કંજુસ હતો. હું પોતે તો મોજશોખ મારતો નહિ; પરંતુ બીજાઓને તેમ કરતાં જોઇ મને તેમના પ્રત્યે દ્વેષભાવ ઉત્પન્ન થતો. આ મારી વૃત્તિના સબબેજ મારી રૂમનો દેખાવ પણ તેવોજ હતો. માત્ર એક બિછાનું. તેમાં કેવળ એક જુનો કોથળો અને બે ગોદડાં! ગોદડામાં ફક્ત એક ચાદર અને ઓશીકું. ફર્નીચરમાં મારા દાદાના જમાનાનો એક વિશ્વાસુ ભાંગેલો ચાટલો, અને વધારામાં વચ્ચેથી દાંતા ખરી પડેલી મેઇડ ઇન ઇગ્લાંડની હાથીના ટ્રેડ માર્કની કાંસકી! માથામાં તેલ તો હું ધાટી હજામો પાસેથીજ નાંખતો આનામાં દાઢી છોલાતું અને માથામાં મીઠું તેલ પણ નંખાતું. મેં દાઢી છોલામણના પૈસા બચાવવા ખાતર બાદશાહી સાબુ વાપરી અખતરો કરવા ધારેલો પરંતુ એક પરઃદુખભંજન મિત્રની સલાહથી મુલત્વી રાખ્યું હતું. વધારામાં એક દેવદારની પેટી હતી. તેમાં જુનાં કપડાં પડી રહેતાં. મારા કપડાઓએ વૅાશિંગ કંપનીનું મોં પણ જોએલું નહી આ ઉપરાંત વધુમાં મારી પાસે કંઈ હતુંજ નહિ. લીંપણ ઘસાઈ જવાની બીકથી સાવરણી પણ રાખતો નહી. કચરો દષ્ટિએ પડતાં જુની પછેડીથી બીસ્તરાની આજુબાજુ બે ચાર ઝપેટા લગાવી દેતો. ઘરે તો બીડી પીતો ન હતો; પરંતુ મુંબઇ જેવા શહેરમાં બીડી પણ ન પીઉં તો ધિક્કાર છે મારી જીંદગી ઉપર ધારી દોઢીયાની આઠ વાળીનું સેવન કર્યું હતું અર્ધી પીતો અને ઠુંઠું સંઘરી રાખતો તે પછી ઉપયોગમાં લેતો. જ્યારે છેક દોરા નજીક

આવી જાય ત્યારેજ અને હોઠ બળવા લાગે ત્યારેજ નાછુટકે તે ઠુંઠા પર છેવટની કૃપા દૃષ્ટિ ફેંકી નાખ્યા દેતો. રસ્તામાં ચાલતાં બીડીઓના અર્ધ ઠુઠા પડેલા જોઇ મનમાં બળતરા થતી; અને પીને ફેંકી દેનારાઓ પર તિરસ્કાર છુટતો; પરંતુ ઉદાર વૃત્તિથી તેમને નિહાળતો ચાલ્યો જતો.

અરર ! વાંચક ! ગોટાળો થઇ ગયો. મેંતો તારો નકામોજ વખત લીધો. કહેવાનું કંઇ છે ને કહી દીધું કંઇ હું ભુલી ગયો તેની સાથે તું પણ ભુલી ગયો. મેં તો હાથે કરીનેજ મારી કુડીત તારા આગળ ખુલ્લી કરી દીધી કંઇ નહિ તારો મને પૂર્ણ વિશ્વાસ છે. આપણે પૂર્વના સગા એટલે વાત બહાર પડશે નહિ. ચાલ હવે મુદ્દાની વાત પર આવું છું. મારી પચ્ચીસમી કાળીચૌદસની રાત્રી મુંબઇમાં આવી લાગી. આ વાત જાણતાની સાથે મારા પેટમાં ફાળ પડી. અહિં હું એકલો એટલે ગભરાયો. પેઢી પરથી દરરોજ આઠના શુમારે છુટતો પરંતુ તે દિવસે તો સંધ્યા પ્રથમજ પેટમાં દુખે છે એવું બહાનું કાઢી શેઠની રજા લઇ સીધો લોજમાં પલાયન થયો. ત્યાં મહારાજને રૂઆબથી જણાવ્યું કે આજે કાળ ભૈરવનો વીકટોરીયા થીએટરમાં ખેલ છે તે જોવા જવું છે તે માટે જલ્દીથી ખાવાનું લાવ; નહિ તો ટીકીટની હાડ મારી પડશે. મહારાજે પણ સાચું માની પીરસી દીધું.તે દિવસે ફીસ્ટ હોવાથી સારી વાનીઓ બનાવી હતી. પા ડઝનને દોઢ વેઢમી ચઢાવી ગયો ભાત કઢી પતરવેલીયાં અને બીજા ત્રીજાનું તો સત્યાનાસ કાઢી નાખ્યું. ધરાયલા વાઘની પેઠે લોજમાંથી નીકળી સીધો ઘર તરફ સટકયો. ઘરમાં આવી બીસ્તરો

કરી, બારી બારણાં મજબુત વાસી મેં લાંબી તાણી. અર્ધ હુંકાને ઈન્સાફ આપ્યા બાદ શરિરની ચારે તરફ ગોદડું સજ્જડ લપેટી દીધું અને મોં પણ ઢાંકી દીધું. થોડા સમય પછી વિચાર વમળમાં ગોથાં ખાતો નિદ્રાદેવીને આધિન થઇ ગયો.

અચાનક મધરાતે જાગ્યો તો શું સાંભળું છું, ઓરડીની એક બાજુમાં કરૂર કરૂર અવાજ થયાં કરે છે. મારા તો હોશકોશ ઉડી ગયાં. મેં જાણ્યું કે હવે આવી બન્યું. જરૂર કોઈ ભુત પિશાચ છે. પરંતુ તેને અહિં આવવાનું પ્રયોજન ? પ્રથમ કોઇ અહિં રેહતું હશે અને અચાનક પ્લેગ કે કોલેરાથી મરણ પામ્યું હશે તે કદાચ હશે અથવા તો આ ચાલીવાળાના કોઈ પૂર્વજો ભુત થયા હશે તે મારી ક્ષેમ કુશળતા પૂછવા કે ભોગ લેવા આવ્યું હશે. આ વિચાર વમળમાં હતો કે અવાજ બીજી દીશામાંથી આવતો સંભળાયો. પ્રથમ પગ તરફની બાજુથી સંભળાતો હતો પરંતુ હવે તો માથા તરફથી સંભળાવા લાગ્યો. મેં જાણ્યું કે જરૂર ગળું દાબશે. મેં ગોદડું ચારે તરફથી મજબુત દબાવી લઇ, સર્વ દેવ દેવીઓનું સ્મરણ કરી સહાય માટે બોલાવવા લાગ્યો. હે ! મહાદેવ રામચંદ્ર જગદંબે ! હે ! શીવ પાર્વતી ! આવો અને આ દીન દેહને બચાવો ! હે નારદ ! તમારી વિણાથી અને ઉભી ચોટલીના પ્રભાવે આ ભુતને નસાડો. હે રણછોડરાય ! મારી વારે ધાઓ ! ગરૂડે ચઢીને તો મારી રૂમમાં નહિ આવી શકો; પરંતુ બારીએથી કે છાપરેથી આવો ! હે ! ગણપતિ ! તમારી સુંઢથી એ પિશાચને કબ્જે કરો ! હે ! રામ દયાળ ! તમારા બાણથી આ દુષ્ટને વીંધી નાખો ! હે ! હનુમાન ! કુદકેને ભુસ્કે આવી મને ઉંચકી

જાવ ! હે ! સુર્યનારાયણ ! હે ! ઇન્દ્રરાજા ! હે ! મેઘરાજા ! હે ! બ્રહસ્પતિ ! તમારામાંથી કોઇ તો ભુલે ચુકે આવો. હે કાલિકા દેવી તમારી પ્રચંડ અને અદભુત શકિત અને પ્રભાવથી આ કરર, કરરનો નાશ કરો ! હો ! અંબિકા માતા ! હે ! બહુચરાજી ! દોડો અને બચાવો ! !

શું કહું ! જેમ જેમ હું દેવીઓને યાદ કરતો ગયો, તેમ તેમ તે અવાજ ઘડીકમાં આ બાજુથી તો ઘડીકમાં તે બાજુથી જરા જરા વારમાં રહી રહીને આવતોજ ગયો. મેં તો જાણીજ લીધું કે આ સઘળા દેવદેવીઓ આજે તેમની કોન્ફરન્સમાં ઇંદ્રના દરબારમાં ગયાં હશે. પારકી આશ સદા નિરાશ અને આપ સમાન બળ નહિ. મરણીયો સોને ભારે વિગેરે વિગેરે સ્મરણમાં આવતાં મને હિંમત આવી કે અલ્ય: ડેફા ! ડરે છે શાનો બસ તેની સામેજ થવું. આજ તે નહિ કે હું નહિ ! વિચાર કરી મોઢું ખોલવાનું કરતો અને અવાજ સાંભળતાંજ પાછો મજબુતીથી દાબી લેતો બે ચાર વખત મોઢું ખોલ્યું; પરંતુ બહાદુરી સાથે ઢાંકી લીધું પછી તો મને મારા પર પોતાને વધુ તિરસ્કાર છુટયો, કે બસ, હું વાંદો હોઈ શું આ અલાબલાથી ડરી જઇશ. નહિ, નહિ ! કદાપિ પણ નહિ. મને તેજ ક્ષણે "ત્રાય ત્રાય અગેઇન." વાળી કવિતા યાદ આવી અને તેજ પળે તઇમુર લંગ અને સ્કોટલેન્ડના રાજા રોબર્ટ બરૂસની વાતો યાદ આવી ગઇ કે તેઓ બંને વિજય પ્રાપ્ત કરવા છ છ વખત લડયા અને પરાજય પામ્યા છતાં નિરાશ થયા નહિ અને હિંમત હાર્યા નહિં. અંતે સાતમી વખતે

બંને ફતેહમંદ થયા અને વિજય માળા પહેરી લીધી.

એ પરથી મેં પણ વિચાર કર્યો કે તેમની પંક્તિમાં હું પણ મારૂં નામ લખાતું અને મોં ખોલવાના પ્રયત્ન કરતો જાઉં. મેં પણ હિંમત કરી કરીને છ વખત તો મોઢું ઉઘાડું કર્યું પરંતુ અવાજ થતાની સાથેજ ઢાંકી લેતો. છ વખત પુર્ણ થઈ જવાથી પછી મને શરમ ઉત્પન્ન થઇ કે બસ હવે સિમા આવી ગઇ. આ સાતમો વારો છે. હવે તો ખોલીજ નાંખું. તારા સમ વાંચક ! મરૂં કે જીવું ધારી લઇ, યાહોમ કરીને ગોદડું ખસેડી નાંખ્યું, ત્યાર પછી તરતજ અવાજ આવવો શરૂ થયો. હું જડવત બની ગયો. શ્વાસ ખેંચી લીધો અને સ્થિર પડી રહયો. થોડીવાર પછી વિચારવા લાગ્યો, કે મારા શરિર પરથી ગોદડું કોણે ખેંચી લીધું શું મેં ખસેડયું કે કોઇ અદ્રસ્ય શકિતએ. તેજ વિચારમાં હતો કે પાછો અવાજ શરૂ થયો. મેં ફરી લપાઇ જવાનો વિચાર કર્યો પરંતુ તઇમુર લંગ અને રોબર્ટ બરૂસ યાદ આવવાથી તેમની હિંમતનાં આધારે સ્હેજ ડોકું ઉંચુ કરી ચારે બાજુ જેવા લાગ્યો. પરંતુ અફસોસ ! અંધારામાં શું દેખાય ! મીણબત્તી સળગાવવાના હેતુથી બેઠો થયો છાતીમાં ધબક ધબક થતી હતી-પછી તરતજ અવાજ શરૂ થયો. ત્યાંજ પુતળાની માફક સ્થિતિ સ્થાપક થઇ ગયો. જરાવાર રહીને ઉઠવા ગયો તો કોઇએ પાછળથી મારી કાછડીનો છેડો ખેંચ્યો અને કાછડી નીકળી ગઇ તો હું તો ઓ મારા બાપરે ! મારી નાંખ્યો જોરથી બુમ મારીને જમીનદોસ્ત થઈ પડયો. મારો અવાજ થતાં મારા પાડોશની ઓરડીમાં સડસડાટ ઉંઘતા વિર વાંઢા હરિદાસ કાકાની આંખ ઝબકી અને

ખોંખાર્યા તેમના ખોંખારાથી મને હિંમત આવવાથી આમ તેમ જોવા લાગ્યો અને તપાસ કરવા લાગ્યો કે મારી કાછડી કયા ઠુંટે ખેંચેલી; પરંતુ ડીયર વાંચક ? તેનો ભેદ હું તરતજ કળી ગયો, કે મારી કાછડીનો છેડો પોતાના પગ તળે દબાયેલો હોવાથી તે નીકળી ગઇ હતી, પછી મેં મીણબત્તી સળગાવવા હિંમત કરી, અવાજ થતાં પાછો થંભી ગયો, તો પણ મહા મહેનતે આંખો મીંચી મીણબત્તી શોધવા લાગ્યો. બંડલ હાથમાં આવ્યું તપાસ કરતાં તેમાંથી માત્ર એકજ મીણબતી નીકળી. તે પણ વચ્ચેથી ભાંગી ગયેલી મીણબત્તીનો વારો પણ આજેજ ખલાસ થએલો હતો અને છેલ્લીજ હતી. છતાં મેં દીવાસળી લઇ મીણબત્તી સળગાવી. ક્ષણવાર પ્રકાશમાં આમ તેમ જોવા લાગ્યો. કંઇ માલમ ન પડતાં મીણબત્તીને જમીન પર ઉભી રાખી, તે તરત જમીન પર ઢળી પડી અને હોલવાઇ ગઇ. હું કુદીને બીછાના પર પડ્યો, પડતાં સાથે મને કોઇએ પીઠમાં કંઇ જોરથી ઘોંચ્યું હું તો ત્યાંથી મારી નાંખ્યોરે મારા બાપ ! કહી જોરથી પાછો કુદયો. તે સ્થળેથી મારો પગ કોઇએ ખેંચ્યો, તો લાંબો છટ થઇને મારી અમુલ્ય દેવદારની પેટી પર પડ્યો. તે મારૂં વજન સાંખી નહિ શકવાથી ભાંગી અને ભાંગતાની સાથે ત્યાં પાછો કરૂર કરૂર અવાજ થયો, અવાજ થતાં મેં જાણ્યું કે તેણે તો મારી પુંઠ પકડી છે. એટલે ત્યાંથી પાછો છલંગ મારી બિછાના પર પડ્યો અને ગોદડું ઓઢી લપાઇ જવા લાગ્યો કે કંઇ ઘોંચાવાથી પાછો ઉઠીને નાસવા ગયો, તો પાણીના ભોટવા સાથે અથડાઇ પડ્યો. મારો પ્રીય ભોટવો અમારા રણસંગ્રામમાં સ્વર્ગવાસી થઇ ગયો. અને ઓરડીમાં પાણી પાણી કરી દીધું. ત્યાંથી જે નાસવા ગયો, તો ભયમાં ત્રાંસો પગ

પડવાથી લપસ્યો અને સીધો ખુણામાં જઇ પડ્યો. ત્યાં પડતાની સાથે મને કોઇએ દંડાનો પ્રહાર કર્યો. તરતજ પાછો ચીસ પાડીને કુદ્યો તો અભરાઇ પરથી મારા પર કોઇએ કરંડીઓ ફેંક્યો, તે મારા માથા પર આબાદ પરોવાઈ ગયો. મેં જાણ્યું મને ગળાથી પકડી મારી નાંખવા ધારે છે એટલે ખુબ જોરથી બરાડવા લાગ્યો. મારા બરાડા ચીસો અને ધમપછાડા સાંભળી હરિદાસ કાકા પુર્ણ જાગ્યા આ બધું જરાક વારમાંજ બની જવા પામ્યું હતું. કાકા ઓરડીમાંથીજ બોલ્યા.

"ઢેફા, ઢેફા, ઓ ઢેફલા! એ શું છે? કેમ બરાડા પાડી ઉંઘમાં ખલેલ પ્હોંચાડે છે?"

મેં આપણા કાકાનો સાદ સાંભળતાં હિંમત ધરી કહ્યું: "કાકા જરા બત્તી લઇ આમ આવોને. મને કોઇ સતાવે છે."

"ચોર છે કે કોણ છે?" કાકાએ પથારીમાંથીજ કહ્યું.

"કાકા, કૈં સમજ પડતી નથી, મારો પગ ખેંચ્યો, મને દંડો માર્યો. કંઇ કંઇ કર્યું; કંઇ સમજ પડતી નથી, તમે આવોને, અંદર કંઇ અવાજ થયા કરે છે."

"તું બત્તી સળગાવ. હું દંડો લઈ આવું છું." કાકાએ હિમ્મત આપી,

"મને તો બત્તી જડતી નથી, તેણે સંતાડી દીધી છે." મેં જુઠુંજ કહ્યું.

કાકા આ સાંભળી ડર્યા. તે પણ સમજી ગયા કે જવામાં કંઇ ઠીક નથી. આપણુંજ માથું ભાંગી નાખશે. હું હવે ઓરડીમાં કઇ જગાએ ઉભો હતો તેનું પણ મને ભાન ન હતું. મારા ગડબડાટથી હરિદાસ કાકાએ તેમની પાડોશમાં રહેતા મોતીદાસ કાકાને જગાડયા અને કહ્યું કે ઢેફ્રાની ઓરડીમાં કોઇ લુચ્ચો ભરાયો છે. ઉઠો. મોતીદાસ કાકાએ તેમની પાડોશના દેવીદાસ કાકાને જગાડયા. આવી રીતે વાયરલેસથી ખબર આખી ચાલીમાં પ્હોંચી ગઇ. અને ચાલીના સૌ ઘરડા, જુવાન, બાલ, બચ્ચા, સ્ત્રી, પુરૂષો સૌ પોત પોતાની ઓરડીઓમાં જાગી ઉઠયાં. અને સૌએ વાયરલેસથી જાણી લીધું કે ઢેફ્રાની ઓરડીમાં કોઈ ભરાયું છે ને તેને ખુબ માર્યો છે. પરંતું બારણા ખોલી કોઇ બહાર આવતું નહી. આખરે મોતીદાસ કાકા ફાનસ અને દંડો લઇ બારણાં ખોલી બહાર નીકળ્યા અને સૌને બહાર બોલાવવાના હેતુથી જોરથી બોલ્યા હરિદાસ, નારણદાસ, ભગવાનદાસ, નીકળો હું બહાર આવી ઉભો છું. તેમની હિંમ્મતથી ટપોટપ બારણા ખુલ્યા અને મોતીદાસની સરદારી નીચે ફાનસો અને દંડાઓ સાથે ચાર પાંચ બુઢ્ઢાઓની ટુકડી મારી કોટડી તરફ કુચ કરતી સંભળાઇ. તે અરસામાં મને બારણાની ફાટમાંથી ઠંડી હવા લાગવાથી હું જાણી શકયો કે હું તદ્દન બારણા નજીકજ ઉભેલો છું. હું ઝડપથી બારણા પર સાંકળ ખોલવાના હેતુથી હાથ નાંખવા ગયો; તો ત્યાં કંઇ ઘોંચાવાથી જોરથી બુમ પાડી ઉઠયો. તે ચાર પાંચ બુઢ્ઢાઓએ જાણ્યું કે હજુ લુચ્ચો અંદર છે. ને ઢેફ્લાને મારે છે, તેઓ પણ સાવધ થતાં માલમ પડયાં અને લપાતા લપાતા આવવા લાગ્યા, મને તરતજ જણાયું કે મેં બારણામાં સોય ખોસેલી હતી

તે મારા હાથમાં ઘોચાઇ છે. તેથી ન ડરતાં બારણાની સાંકળ ખોલી નાખી. વાંચક! આવા કટોકટીના સમયમાં જો તું મારી જગ્યાએ હોય તો વગર વિચારે મરીજ જાય. ચાલ, ઠીક! એ તો હુંજ હતો તે બચી શકયો છું. આફ્રીન છે મારી હિમ્મતને!! ત્યાર બાદ બુઢ્ઢાઓની ટુકડી આસ્તે કદમ કુચ કરતી હરિદાસ કાકાના બારણા અગાડી આવી અટકી. તેમનો અવાજ સાંભળી હરિદાસ કાકા પણ હિંમ્મત કરી ધ્રાનસને દંડો લઇ બહાર નીકળ્યા. સૌને જોઇ હરિદાસ કાકા બોલ્યા. કંઈ હરકત નહિ એ લુચ્ચાની હું ગર્દનજ ભાંગી નાંખું છું. મોતીદાસ! તે હરામી મારા પર કદિ પ્રહાર કરે તો તમે સાચવી લેજો એમ કહી તેમનું પાણી દાખવતા સૌની આગળ તે થયા અને ટુકડીની સરદારી લીધી. કુચ કરતા કરતા મોતીદાસ કાકા બોલ્યા.

"જાનથી મારી ના નાખતા."

"સીધ સાંધીને ટાંટીઆમાં મારજો. જો કદાચ ચુકી જાય તો મોતીદાસ છે." દેવીદાસે ખુલાશો કર્યો.

"તમારા સૌના હાથમાંથી છુટશે તો હું તો છુંજ. કયાં જવાનો છે?" નારણદાસ કાકાએ તોપ મારી.

હું મૌન રીતે આ સૌ બુઢ્ઢાઓની વાતો સાંભળતો બારણાં પાસે ઉભેલો હતો, કે તેજ પાછો કરર કરર અવાજ મારા તદન નજીક સંભળાવાથી હું ચમકીને એકદમ બારણું ખોલી ઓ બાપ! કરી નાસું છું કે ખભે દંડો મુકી આવતાં હરિદાસ કાકા સાથે

મારા બારણાની નજીકજ એક્સીડેન્ટ થઇ ગયો. હું જોરથી કાકાની સાથે અથડાયો. માથા સાથે માથુ કુટાયું. કાકા મારી નાખ્યો રે બાપ! કહી લથડીને પડયો કે તેમને ખભે મુકેલો દંડો મોતીદાસ કાકાની છાતીમાં લાગ્યો તે પણ ઓ બાપ! કહી લથડી ખાઇને પડયા. તે દેવીદાસ પર પડયા ને દેવીદાસ નારણદાસ પર પડયા. અને નારણદાસ કાકા તો છેક દાદર પર હોવાથી ગબડતા ગબડતા ઠેઠ દાદરને પહેલે પગથીએ જઇ પડયા. તે જોરથી બુમો પાડવા લાગ્યા. ચોર નાઠોરે, ચોર નાઠો. આ સઘળી ઠેલમઠેલા થઇ ત્યાં સુધી હું મારા બારણા પાસે ઉભો રહી ફીલમ જોયા કરતો હતો. અને વિચારતો હતો કે ક્યાંથી ચોર નાઠો. સૌના ફાનસો કયાં ભાંગી ગયા હતા. આ બનાવ ક્ષણિકમાંજ બની જવા પામેલો. બુઢ્ઢાઓ પણ એકની પાછળ એક એવી રીતે ગોઠવાઇને આવતા હતા કે જાણે ટ્રેનના ડબ્બા. હરિદાસકાકાનું ફાનસ ભાંગી ગયું અને માથામાં પણ લાગેલું. મોતીદાસ કાકાની છાતીમાં હરિદાસના દંડાનો ગોદો જોરથી લાગેલો અને વધુમાં બરડામાં છોલાઇ ગયેલું. મોતીદાસ અને દેવીદાસ સામ સામે હરિદાસના ધક્કાથી અથડાઇ પડયા હતા. તેથી તેમના બનેંના દશશેરા એક બીજા સાથે અથડાઇ તેમની ટક્કરથી નારણદાસ ગબડયા. પરંતુ નારણદાસના ધોતીયાનો છેડો દેવીદાસના પગ તળે આવી જવાથી ધોતીયું ઉપર અને નારણદાસ છેક નીચે નગ્ન હાલતમાં પડયા પડયા બુમો મારતા. નારણદાસના કોલાહલથી બે ત્રણ પીળી પાઘડીવાળા પોલીસ દાદાઓ દોડી આવ્યા. અને સૌની સાથે તપાસ કરવા લાગ્યા. બુઢ્ઢાઓનો દેખાવ તો જાણે પાણીપતની લડાઇમાં

કેસરીયાં કરી પાછા ફર્યા હોય તેવો દેખાતો હતો. પોલીસ દાદાઓએ આવી મારી ઓરડીની ઝડતી લીધી પરંતુ ત્યાં તો કોઇ મળે નહિ. ઓરડીમાંના દેખાવ પરથી તો સૌને એમજ લાગ્યું કે જરૂર ચોર ભરાયોજ હતો કેમકે લોટવો ફુટી ગયેલો. બધે પાણી પાણી થઇ ગયેલું. દંડો વચ્ચે પડેલો હતો. કરંડીયો પણ તેની પાસેજ પડેલો હતો. તેમાંના કાગળ આમ તેમ વેરાયલા હતા મીણ-બત્તીના પણ ભુકા થઈ ગયા હતા. દીવાસળી પણ ભાંગીને ભુકો થઈ ગઇ હતી. પોલીસમાંનો એક બોલ્યો "હરામી નાસી છુટયો."

આ સાંભળી હરિદાસ કાકા બોલી ઉઠયા "નાયક સાહેબ ! ખરી વાત છે. જેવો હું દેફ્તાના દરવાજા પાસે ગયો કે તરતજ બારણાં ખોલી તેણે મારા પર હુમ્લો કર્યો. મને જખ્મી કરે તે પહેલાં તો હું આ મોતીદાસ પર પડયો."

વચ્ચેજ મોતીદાસ બોલી ઉઠયા. "ખરીવાત છે, જમાદાર સાહેબ ! તેમાં તો જરાએ શક નથી. હું હરિદાસને બચાવું તે પહેલાં તો તેણે મારી છાતીમાં દંડાનો ગોદો માર્યો અને હું લથડી આ દેવીદાસ સાથે ટીચાયો. અને હરિદાસ મારા પગ આગળ ચત્તાપાટ પડયા."

દેવીદાસથી રહેવાયું નહિ એટલે તેમણે શાક્ષી પુરતાં કહ્યું. "એમાં જરાએ ભુલ નથી. હવાલદાર સાહેબ ! હું તે ચોરને પકડું તે પહેલાં તો મને જોરથી ધકકો માર્યો ને મારૂં માથું ભગવાનદાસ સાથે અથડાયું. ને હું ભીંત સાથે અથડાઇ નારણદાસ તરફ ફરૂં તે પહેલાં તો નીચે પડયો."

તૈયાર છે                    પાંચમી આવૃત્તિ

મહાત્મા કબીરજીનાં

ચુંટી કાઢેલા ૯૭૬ દોહરાઓ, ૨૫ ભજનો

તથા

તેમના ખાસ ૩૦ જંત્રો અર્થ સાથે

અને

કબીરજીની જીંદગીના વૃતાંત સહિત

# કબીર વાણી.

રચનાર

બેરામજી પીરોજશાહ માદન.

પાંચમી આવૃત્તિ.

કિંમત રૂ. ૩-૮-૦

જે. એમ. પંડયા એન્ડ કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

તૈયાર છે !          તૈયાર છે !!

ઉત્તમ ગઝલોનો ભંડાર.

—સચિત્ર—

# મણિકાન્ત—કાવ્યમાળા.

**સુંદર ૪૮ ચિત્રોયુક્ત બોધક કાવ્યનો ખજાનો !**

લેખક, સ્વ૦ કવિ—" મણિકાન્ત "

તે

**શંકરલાલ મગનલાલ પંડ્યા લુળધરવાસવાળા.**

"પાપી પિતા યાને સદ્દગુણી સીતા"ના લેખક.

પ્રકાશક,

**મોહનલાલ લલ્લુભાઇ સોજીતરીયા.**

સંવત ૧૯૮૪    **કીંમત રૂ. ૩-૦-૦**    સને ૧૯૨૮.

આવૃત્તિ ૧૨ મી.    પ્રત ૨૦૦૦    કુલ પ્રત ૨૭૨૫૦.

સોલ એજન્ટસ:—

## જે. એમ. પંડયા એન્ડ કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

ઠે૦ અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨.

અતિશય સરળ, સુવાચ્ય, સદુપદેશપુર્ણ અનુપમ
અદ્વિતીય ગ્રંથ.

માત્ર જુજ સેટ સિલ્લકે છે. વહેલો તે પહેલો!

## ભારતાર્થ પ્રકાશ અથવા મહાભારત.

| | | | |
|---|---|---|---|
| પર્વ | ૧ લું આદિ પર્વ | ... | ૫-૦-૦ |
| ,, | ૨ જુ સભા ,, | ... | ૨-૦-૦ |
| ,, | ૩ જું વન ,, | ... | ૫-૦-૦ |
| ,, | ૪ થું વિરાટ ,, | ... | ૩-૦-૦ |
| ,, | ૫ મું ઉદ્યોગ ,, | ... | ૪-૮-૦ |
| ,, | ૬ ઠું ભીષ્મ ,, | ... | ૩-૦-૦ |
| ,, | ૭ મું દ્રોણ ,, | ... | ૫-૦-૦ |
| ,, | ૮ મું કર્ણ ,, | ... | ૩-૦-૦ |
| ,, | ૯ મું, ૧૦ ૧૧ શલ્ય સૌપ્તિક અને સ્ત્રી પર્વ | ... | ૩-૦-૦ |
| ,, | ૧૨ મું શાંતિ પર્વ ભાગ ૧ લો | ... | ૫-૦-૦ |
| ,, | ૧૨ મું શાંતિ પર્વ ભાગ ૨ જો | ... | ૬-૮-૦ |
| ,, | ૧૩ મું અનુશાન પર્વ | ... | ૪-૦-૦ |
| ,, | ૧૪ મું આશ્વમેધિક પર્વ | ... | ૨-૦-૦ |
| ,, | ૧૫ થી ૧૮ આશ્રમવાસિક, મહાપ્રસ્થાનિક મૌસલ અને સ્વર્ગારોહણ. | | ૨-૦-૦ |

જે. એમ. પંડ્યા એન્ડ કંપની મુંબઈ-૨.

વ્યાસ અને પટેલ કૃત.

# ધી સ્ટેન્ડર્ડ ઈં.—ગુ. ડીક્ષનેરી.

કિમ્મત રૂ. ૧૮ ૦-૦. બે વોલ્યુમ (ભાગ)
માં બાંધેલી. રૂ. ૧૯-૦-૦

ધી સ્ટુડન્ટસ સ્ટેન્ડર્ડ ઈં.—ગુ. ડીક્ષનેરી રૂ. ૧૨-૦-૦

ધી કન્ડેન્સડ ઈં.—ગુ. ડીક્ષનેરી ... રૂ. ૬-૦-૦

---

બલસારે કૃત ઇટીમોલોજીકલ ગુ.--ઈં.
ડીક્ષનેરી ... ... રૂ. ૧૨-૦-૦

ગુજરાતી શબ્દ કોષ ... ... રૂ. ૬-૪-૦

ધી પોકેટ ઈં.—ગુ. ડીક્ષનેરી ... ... રૂ. ૨-૮-૦

ધી પોકેટ ગુ—ઈં. ડીક્ષનેરી ... રૂ. ૨-૮-૦

ધી સ્ટાર પોકેટ ઈં.—ગુ. ડીક્ષનેરી રૂ. ૧-૦-૦

વી. પી. ખર્ચ તથા પોસ્ટેજ જુદું પડશે.

---

## જે. એમ. પંડયા એન્ડ કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨.

અને નારણદાસ કાંસતા કાંસતા બોલ્યા. "અરે સાહેબ! મારા પર તો એ બુચ્ચાએ ભારે કરી! હું દાદરનો રસ્તો રોકીને ઉભેલો હોવાથી તેણે સજ્જડ મારા માથા સાથે માથું મારી મને નીચે ફેંક્યો અને હું તો ગબડતો ગબડતો છેક દાદર પહેલે પગથીએ જઇ પડયો."

મને તો આ સઘળાઓની જુબાનીઓ સાંભળી ઘણુંજ હસવું આવતું, કે ક્યાં ચોર ને ક્યાં વાત અને કેવી તેમની બહાદુરી? તેમની બહાદુરી આગળ મારી બહાદુરી પણ ઝાંખી પડી ગઇ. તેમનું પ્રથમનું શુરાતન ક્યાં ગયું. અને ફક્ત મારાથીજ આ બધા એક બીજા સાથે અથડાઇ પડી ઘાયલ થયા. જેમ એન્જીન ઠેલાય અને એક ડબ્બા સાથે બીજો ડબ્બો ઠેલાય તેમ હરિદાસ કાકા મારી સાથે અથડાવવાથી ગુડઝ ટ્રેન માફક ગોઠવાયલા બુઢ્ઢાઓ એક બીજા સાથે અથડાયા! ના છુટકે તેમની જુબાની સાથે હું પણ સંમત થયો. પોલીસે મારી જુબાની લેતાં મેં પણ જણાવી દીધું કે બહારથી જાળી ખુલ્લી રહી ગયેલી. તેમાંથી કોઈ હરામીએ કોઇ યુક્તિથી બારણાંની સાંકળ ખોલી અંદર પ્રવેશ કરેલો ને મારૂં ગળું દબાવી દેતાં હું બરાડી ઉઠયો અને આ સૌ કાકાઓની અચાનક સહાયથી હું બચી જવા પામ્યો છું. આ પ્રમાણે મેં પણ તોપ છોડી સૌ સૌને ઠેકાણે વેરાઇ ગયાં. હું હવે મારી ઓરડીમાં મીણબત્તી સળગાવી જરાવાર દમ લેવા બિછાના પર બેઠો. પછી સૌ વ્યવસ્થિત કર્યું: મારા મહૂંમ ભોટવાના કકડા બહાર ફેંકી દીધા. ત્યાર પછી બીડીનો અર્ધ ઠુંઠો સળગાવી ધુમાડા કાઢતો બિછાના પર બેસી વિચાર કરવા લાગ્યો કે આ સઘળું શું કૌતક હશે!

અવાજ શેનો હશે ! આમ વિચાર કરતાંની સાથે પાછો અવાજ થયો હું તે તરફ ધ્યાન લગાડું તે પહેલાં તો બારણાં ખુલ્લાં રાખેલાં હોવાથી ચાલીમાંથી એક બિલાડીએ મારી ઓરડીમાં મારી સહાય માટે પ્રવેશ કર્યો; અને તે પણ ક્ષણવાર તે અવાજ તરફ તાકતી બેઠી મને પણ હિંમત આવી. બીજીવાર અવાજ થતાંની સાથે એક નાની ઉંદરડી ખોખામાંથી નીકળી ઝડપથી દોડી જઈ એક ખુણાંમાં અદ્દશ્ય થતાં મેં જોઈ, મારાથી એકદમ બોલી જવાયું. ઉફ; ઉંદરડી ! આતો ઉંદરડી !! ગણુપતિનું વાહન ! ગણુપતિની સવારી ! પરંતુ બીજીજ ક્ષણે વિચાર થયો કે કદાચ અગીયો બેતાલ કે કાળ ભૈરવ તો ઉંદરડીના રૂપના હોય ! એમ વિચારતો હું તો મૌનજ બેસી રહયો બિલાડી પણ મૌન રીતે તે ખુણા તરફ તાકતી બેઠી હતી. તે પણ તેવાજ વિચાર કરતી હશે એમ મને લાગ્યું પરંતુ મહેરબાન ! બીજી પળે જ્યારે ઉંદરડીએ ખુણામાંથી ખોખા તરફ જવા કદમ ઉઠાવ્યો કે બિલાડી બાઈએ એકજ તરાપમાં કુદી પટ લઈને ઉંદરડીને પકડી લીધી અને ઝટ લઈને તેની ગર્દન પર તિવ્ર દંતનો પ્રહાર કર્યો. ઉંદરડીથી માત્ર એકજ શબ્દ બોલાયો તે ચું ચું હતું. કરર કરર ને બદલે ચું ચું થયું. અને હું સમજી ગયો કે તે કંઈ તેના દાંત વડે કાતરતી હશે. બિલાડી તેને મારી પાસેથી લઈ બહાર ચાલી ગઈ. તે પછી તેનું શું થયું હશે. તે તો ઉંદરડી કે બિલાડી જાણે આપણે એમાં માથાફોડ કરવી નથી. પરંતુ આપણે તો હવે એ વિચારવાનું રહ્યું કે જોતે ઉંદરડીજ કરર કરર અવાજ કરતી હતી, તો પછી મારે પોતાને ડરવાનું શું કારણ હતું? કોણ કહે છે કે હું ડર્યો હતો? નોનસેન્સ ! મારા પ્રત્યે હવે પછી કોઈએ એવા ઉદ્દગાર કાઢવા નહિ. હું

વિચારવા લાગ્યો અને અવલોકન કરવા લાગ્યો કે રાત્રે મને બિછાનામાં કોઇએ કંઈ ઘોચેલું. ખુણામાંથી ડંડો મારેલો અભરાઇ પરથી કરંડીયું નાંખેલું. આ સઘળુ શાંત ચિન્તે વિચારતાં તરતજ માલમ પડી આવ્યું કે બિછાના પર બહાદુરીથી પડતાં ત્યાં મેચબોક્ષ મારા હાથે મીણબન્તી સળગાવતાં મુકી દેવાઇ હતી તે ખુંચેલી અને મારા વજનથી તે દબાઇને પાપડ જેવી બની ગઇ હતી. ખુણામાં પડતાં ત્યાં ઉભો રાખેલો ડંડો હતો તેને મારો પોતાનોજ પગ લાગવાથી મારી સાથે અથડાયો હતો પરંતુ ત્યાંથી હિંમત સાથે કુદકો મારતાં મારો હાથ અભરાઇ સાથે અથડાવવાથી કરંડયું મારા પર પડેલું તે હવે સ્હેલથી કળી શકાયું, પછી તો હું એકલોજ, તમારા સમ ખુબ હસ્યો; અને પેલા કાકાઓની ટુકડી પર પણ મને ખુબ હસવું આવ્યું ઉંદરડીએ તો ગજબ કર્યો ! મને ડરાવ્યો; પરંતુ કાકાઓની આખી ટુકડી જખ્મી કરી નાંખી અને છેવટે પોલીસ દાદાઓને પણ બોલાવ્યા.

સવારનો શિતળ સમય હતો. હું બિછાનામાંથી ઉઠી દરેક કાર્યથી પરવારી જખ્મી થયેલી ટુકડીની તપાસ કરવા ગયો. ત્યાં જઇ શુ જોઉં છું ? હળદરનું બજાર ગરમ થયું હતું કોઇનો હોઠ સુજેલો છે, તો કોઇનું નાક છુંદાયું છે. હું આસ્વાસન દઇ પાછો ફર્યો. તેજ દિનથી કાળી ચૌદશની રાત્રીની ભ્રાંતિ નષ્ટ થઇ છે. હવે હું કાળી ચૌદશની રાતથી મુદલે ડરતો નથી. વાંચક ! તારે પણ ડરવું નહી, અને કદાચ તે રાતે તને જાણી જોઇને ડર લાગે તો ઢેફાશા કચરાશાના નામનાં મંત્ર ભણવાં. સર્વ ભ્રાંતિ, ભય, ડર તાત્કાળિક દુર થઈ જશે. રામ રામ !!

# વાં ક ડો.

રણછોડજી દેશાઇને પોતાની પંદર વર્ષની કન્યા ગંગાને જલદીથી ઠેકાણે પાડવાની ચિંતા હતી. અનાવિલ કોમમાં પાંચ દશ હજારનો વાંકડો લીધા વિના ગંગાનો હાથ ઝાલવાને કોઇ શિક્ષિત દેશાઇ તૈયાર ન્હોતો અને ગંગાનો કન્યાકાળ વહી ગયેલો હોવાથી રણછોડજી અને તેની વૃદ્ધ પત્ની જમનાના પેટમાં મોટી ફાળ પડી હતી.

એવામાં રણછોડજીની ચાલીની પડોશની ચાલીમાં એક અનાવિલ યુવાન રહેવા આવ્યો. તેનું નામ નારણજી હતું. રણછોડજીની ઓરડીની સામેજ નારણજીની ઓરડીની બારી પડતી હોવાથી બન્ને વચ્ચે પીછાન પડી. મુગ્ધ ગંગા પણ કોઇ કોઇ વાર નારણજી તરફ તીરછી નજર નાખી લેતી અને નારણજી આ યુવાનીને આંગણે ઉભેલી મુગ્ધાને જોઇને મલકાઈ જતો.

નારણજી મુંબઇમાં કોઈ વીમા કંપનીમાં ૪૦ રૂપીઆના પગારનો કારકુન હતો. પણ તે હંમેશાં રૂઆબમાંજ રહેતો. રેશમી ખમીશ, બંગાલી ધોતીયું અને ચાઇના શીલ્કના ડગલા સાથે બેંગ્લોર ટોપીથી તે જાણે બાપ લાખ ચાલીશનો દીકરો હોય એવો લાગતો. વાતમાં ને વાતમાં તેણે રણછોડજીને સમજાવી દીધું કે તે તેની નાતનોજ છે, હજી સુધી કોઇની દીકરીનો હાથ

પકડીને કોઇ સસરાનો તેણે ઉધ્ધાર કર્યો નથી અને જો રણછોડજીની મરજી હોય તો તે ગંગારૂપી "સાપનો ભારો" તેને માથેથી ઉતારી લેવાને તૈયાર છે. તેની ઉમર પચીશ વરસની હતી. બાંધો મજબુત હતો. આંખો ચુંચી અને લુચ્ચાઇથી ભરપુર હતી. પણ તે જોવાની રણછોડજીમાં શકિત ન્હોતી. દેશાઇ અને દેશણુ બન્નેને નારણજી ગમી ગયો. તે હવે દેશાઇને ત્યાં વારંવાર આવતો જતો થયો હતો અને જમના દેશણુ તેને પોતાને જમાઇજ માની બેઠી હતી.

પોતાના લગ્ન માટે રમાતી આ શેતરંજની બાજી ગંગા કયારની સમજી ગઇ હતી. તે પણ નારણજીના ઠાઠમાં અંજાઇ ગઇ હતી. આવો રૂપાળો અને શોખીન પતિ મળવાની આશાથી તેની ખુબસુરતી રોજ ખીલતી જતી હતી અને તે પિતાનો આશરો છોડી પતિની પ્રેમાલ ગોદમાં લપાવાને તલપાપડ થઈ રહી હતી. તે ચાર પાંચ ચોપડી ભણી હતી. મુંબઈની મોહક યુવતીઓના સમાગમમાં આવી ફેશનેબલ થઈ હતી અને જોકે હજુ તેનાપર ગામડાંની થોડીક છાપ હતી છતાં તે આકર્ષક અને મોહક હતી.

રણછોડજી દેશાઇએ એક રવીવારે નારણજીને જમવા બોલાવ્યો. જમના દેશણે ભાવી જમાઇને દુધપાક પુરીને પાંતરા આગ્રહ કરી કરીને ખવાડયા અને જમી પરવાર્યા પછી દેશાઇએ દિવાનખાનામાં જઇ નારણજી સાથે ખાનગી વાતચીત શરૂ કરી.

"જુઓને નારણજી, અમારી ગંગા તમને આપવાનો અમારો વિચાર છે."

નારણજી ખંધું હસ્યો અને જાણે આ વાતથી શરમાઇ ગયો હોય તેમ તેણે મુગ્ધાની પેઠે નીચું જોઇ જાકીટમાંના ઘડીઆળના છેડા સાથે રમત કરવા માંડી. પોતાનો જમાઇ આટલો બધો શરમાળ અને વીવેકી છે તે જોઇને દેશાઇ ખૂબ પ્રસન્ન થયા.

"અમારી સ્થિતિ બહુ સારી નથી. પણ તમને હું ત્રણ હજાર રૂપીઆનો વાંકડો આપીશ."

"નહિ. નહિ. મુરબ્બી ! હું વાંકડાના દુષ્ટ રિવાજની વિરૂધ્ધ છું. વાંકડાની જાલીમ બદીથી આપણી ન્યાતની પાયમાલી થઇ ગઇ છે તેથી મને દશ દશ હજારના વાંકડા આપવાની માગણી થવા છતાં મેં સાફ ના પાડી હતી..." નારણજી જાણે કેવોક મોટો સંસાર સુધારક હોય એવા દમામથી બોલ્યો.

જમના અને ગંગા બીજા ઓરડામાં છુપાઇ ને આ વાત સાંભળતાં હતાં: બન્ને નારણજીના વિચારપર ફીદા ફીદા થઈ ગઇ.

" આવો જમાઈ લાખમાં એકજ મળે–" જમના બબડી અને ગંગાનું યુવાન હૃદય પ્રફુલ્લ થઇ ગયું. તેની અર્ધ વિકસિત છાતી જોરથી ધબકી રહી.

"તમારા ઉદાર વિચાર માટે હું તમને ધન્યવાદ આપુ છું." દેશાઇએ વાત આગળ ચલાવી: "પણ મારે મારી દીકરી પ્રત્યેની ફરજ બજાવવીજ જોઇએ."

"તમારી પુત્રીને તમે ગમે તે આપજો, પણ મને રાતી પાઈ પણ જોઈતી નથી.

થયું, દેશાઈના આનંદનો પાર રહ્યો નહિ. લગ્નની તૈયારી થવા લાગી અને પંદર દિવસમાં નારણજી ગંગાનો પતિ થઈ ગયો. લગ્ન પ્રસંગે નારણજી અને ગંગાનું જોડું શોભી રહ્યું. અનાવિલ સ્ત્રી પુરૂષો ખુશ થઈ ગયાં. તેઓએ આ જોડાંને શિવપાર્વતીની ઉપમા આપી અને ગંગા પતિને ત્યાં રહેવા ગઈ.

નારણજીએ ગંગા પર પ્રેમનો વરસાદ વરસાવ્યો. "ધીરજનાં ફળ મીઠાં છે" એ તેનો મુદ્રાલેખ હતો. ધીરજ ધરવાથી મોટી મોટી સલતનતો જીતી શકાય છે એવી તેની ખાત્રી હતી. આઠ દિવસમાં તો ગંગા તેના પરથી વારી ગઇ. તેને પતિ વિના એક પળ પણ ચેન પડતું નહિ. નારણજી પણ આ યુવાન પત્ની પરથી ફીદા થઇ ગયો અને ગંગાના ચુંબનમાં તેને અજબ મીઠાશ જણાવા લાગી.

પંદર દિવસ પછી નારણજીએ ગંગાને વ્હાલથી ચુંબન કરી કહ્યું: "જોને વ્હાલી! મને તો કંઇ જરૂર નથી. પણ તારા પિતા જો વાંકડાની રકમ આપી દે તો બેંકમાં વ્યાજ તો મળે."

"હાસ્તો! ટીપે ટીપે સરોવર ભરાય-" ગંગા હસીને બોલી: "હું કાલે મારા બાપુજીને એ વાતની યાદ આપીશ."

નારણજીએ તેને છાતી સરસી ચાંપી દીધી.

× × ×

બીજે દિને રણછોડજી દેશાઇ જમના દેશાણ સાથે જમાઇને મળવા આવ્યા અને દેશાઇએ ત્રણ હજાર રૂપીઆની નોટ નારણજીને સ્વાધિન કરી. નારણજી મનમાં મલકાયો. પણ તેણે મ્હોડેથી વિવેક કર્યો.

"આટલી બધી ઉતાવળ શી છે ? તમારી દીકરીના પેટમાં કંઈ વાતજ રહેતી નથી ! કાલે વાતમાં ને વાતમાં મેં જરા ઇસારો કર્યો એટલામાં એ તમારી પાસે દોડી આવી......"

"તેમાં શું થઇ ગયું ? મારે વહેલી મોડી આપ્યા વિના છુટકો છે? તમે તો સમજુ છે, એટલે તમને કહેવાની જરૂર નથી કે આવી મોટી રકમ ઘરમાં ના રાખતા–"

"નહિ રે ! હું તો આજેજ તમારી દીકરીને નામે ઇમ્પીરીઅલ બેંકમાં ખાતું પડાવીશ."

દેશાઇને સંતોષ થયો અને તે પોતાની અલીને લઇ ઘેર ગયા.

"ચાલ, આપણે બેંકમાં આ રકમ મુકી આવીએ." નારણજીએ ગંગાને કહ્યું.

"મારી શી જરૂર છે ?"

"જરૂર કેમ નહિ ? તારા પૈસામાંથી મને એક પાઇ પણ જોઇતી નથી. આજકાલ મુંબઇમાં ચોરોનો ઉપદ્રવ બધી ગયો છે એટલે તારા દાગીના પણ લઈ લે. સેંટ્રલ બેંકની તીજોરીમાં મૂકી આવીશું

એટલે કંઈ પંચાતજ નહિ. મારી પાસે પાંચસોએક રૂપીઆ જમા થયા છે તે પણ બેંકમાં મૂકી દઈશું."

ગંગાને લાગ્યું કે તેનો પતિ ડહાપણનો ભંડાર છે. તેણે પોતાના સઘળા દાગીનાબહાર કાઢયા. રૂપાના વાસણો દેશાઈએ તેને કન્યાદાનમાં આપ્યા હતા તે પણ સાથે લઈ લીધાં. નારણજીએ ત્રણ હજારના વાંકડાની નોટ ગજવામાં ભરી હતી. તેણે પોતાની બચતની રકમ પણ ગજવામાં નાંખી અને ઘરમાં થોડાંક વાસણ અને ગાદલાં શિવાય બીજું કંઈ રહ્યું નહિ.

ઓરડીને તાળુ મારી બંન્ને નીચે ઉતર્યાં.

"મોટર ભાડે કરો ને?" ગંગાએ એક ખાલી ટેક્ષી પસાર થતી જોઈ બોલી.

"તું તો ગાંડી છે? એમ નકામા પૈસા ફેંકી દેવાય કે? ટ્રામમાં બે આનામાં પતી જશે."

"હા. હા. ટ્રામમાંજ ચાલો, જે પૈસા બચ્યા તે ખરા."

ટ્રામના સ્ટેશનપર જઈ બંન્ને ઉભાં રહ્યાં થોડીવારમાં ટ્રામ આવી. ઉતારૂઓની ભારી ગીરદી હતી તેથી નારણજીએ કહ્યું:

"તું બૈરાઓની બેઠક પર બેસી જા, હું માળ ઉપર જગા શોધી લઈશ."

ગંગા તરત ટ્રામમાં આગલી બાજુથી ચઢી ગઇ અને સ્ત્રીઓની બેઠક પર જઇ બેઠી. નારણજી પાછલી બાજુથી માળપર ચઢી ગયો. ગંગાએ પાછું ફરી ઉપર જોતાં નારણજીને જોઇ મધુર સ્મિત કર્યું.

ગંગાની બાજુમાં એક જાડી સ્ત્રી બેઠી હતી અને તે વારંવાર તપખીરના સડુકા મારતી હતી. પાછલી બેઠકપર બે માણસો ચીરૂટના ધુમાડા કાઢી રહ્યા હતા. ત્રામમાં બે નર્સો સફેદ પોષાકમાં સજ્જ થઇ બેઠી હતી અને તેઓ સામી બેઠકપર બેઠેલા સોલજરો સાથે આંખ મીંચામણા રમતી હતી. બે ભૈયા હાથમાં દુધના હાંડા લઇ “ઇધર ઉધર” ની વાત કરતા હતા. અને એક પારસી બાવા જરા જરા વારમાં પોતાના “ગોગલ્સ” સાફ કરતા હતા. બીજા ઉતારૂઓનું વર્ણન કરવાની જરૂર નથી.

થોડાક સ્ટેશને પસાર થયા પછી ત્રામમાં જગ્યા ખાલી થઇ અને ગંગાને વિચાર આવ્યો: એ મારી પાસે કેમ નહી આવ્યા ? હવે તો જોઇએ તેટલી જગ્યા છે.”

માળપર જઇને નારણજીને બોલાવી લાવવામાં તેને સ્વમાન જણાયું નહિ. તે ચુપચાપ બેસી રહી. ત્રામ એક પછી એક સ્ટેશન પસાર કરી જતી હતી અને ઘણા ખરા ઉતારૂઓ પોત પોતાની જગ્યાએ ઉતરી ગયા હતા.

“હજુ બેંક બહુ દુર લાગે છે.” ગંગા બબડી. તેનો ચહેરો ઉતરી ગયો, ખાલી થતી ત્રામમાં તેનો પતિ તેની પાસે હોત તો

કેવી મઝા આવત. એવો ખ્યાલ આવતાં તે જેમ તેમ આંસુ ખાળી રહી.

અંતે ટ્રામ કોલાબાના ટ્રામ ટરમીનસપર જઈ ઉભી રહી. સઘળા ઉતારૂઓ ઉતરી ગયા. કંડકટરે બુમ મારી: "કોલાબા ! ઉતર જાઓ—"

"કોલાબા ?" ગંગાએ પૂછ્યું.

"હા." અહિં ટ્રામ ખલાસ થાય છે-

"ત્યારે મુંબાઇ બેંક ક્યાં આવી ?"

"તે તો ક્યારની પસાર થઇ ગઇ."

"ઓહ ! મારા પતિ ક્યાં છે ?"

"કોણ ?"

"મારા ધણી ?"

"તે ક્યાં બેઠા છે ?"

"ઉપર–"

"ઉપર તો કોઇ નથી."

"હાય ! હાય ! હવે શું કરૂં ? મારૂં શું થશે ? ભાઇ ! જરા જુઓ તો ખરા. મારી સાથેજ એ ટ્રામમાં બેઠા હતા-"

"બાઇ ! હું ઉપર જોઇ આવ્યો છું. ત્યાં કોઇ નથી—"

ગંગા રડવા લાગી.

"અરે તમારી ભૂલ હશે. એમના હાથમાં એક બેગ હતી..."

"બેગ? હા-એ માણુસ "ફ્લોરા ફાઉન્ટન" આગળ ઉતરી ગયો —" કંડકટર યાદ કરી બોલ્યો.

ગંગા ડુસ્કે ડુસ્કે રોવા લાગી. એવામાં ટ્રામનો ઇન્સપેકટર આવ્યો અને તેને કંડકટરને પૂછ્યું: "શું છે?"

"આ બાઇનો ધણી ગુમ થઈ ગયો."

"બાઇ! પોલીસને ખબર આપો અને ટ્રામમાંથી ઉતરી જાઓ." ઈન્સપેકટરે કહ્યું.

નિરાશ થઇ ગંગા ટ્રામમાંથી નીચે ઉતરી તેની આંખમાંથી ચોધાર આંસુ વહી જતા હતા. કયાં જવુ અને શું કરવું તેની તેને સુઝ પડી નહીં. લોકોનું ટોળું તેની આસપાસ ફરી વળ્યું. કોઇ તેની મજાક કરતું તો કોઇ તેની દયા ખાતું હતું. એવામાં ગંગાએ સ્ટેશનપર ટ્રેનના એનજીનની સીસોટી સાંભળી તરતજ તેને યાદ આવ્યું કે તેનો બાપ કોલાબાના સ્ટેશન પરજ નોકરી કરે છે. બીધેલી હરણી જેવી તે સ્ટેશન તરફ દોડવા લાગી.

તે સ્ટેશનપર જઇ દિવાની—બાવરી જેવી પોતાના પિતાની તપાસ કરવા લાગી. સારે નસિબે એક પોર્ટરને તેની દયા

આવી અને તે તેને ગુડસ ઓફીસમાં રણછોડજી પાસે લઇ ગયો.

"દેસાઈ દીકરીની હાલત જોઇ આભાજ બની ગયા. ગંગાએ રડતાં રડતાં તેને પોતાની કરમ કથા કહી સંભળાવી.

"તું ગભરાય છે શા માટે—" દેસાઇ જરા વિચાર કરી બોલ્યા: "નારણજી ઉતાવળમાં બેંક પાસે ઉતરી ગયો હશે અને તને બોલાવવાનું ભૂલી ગયો હશે. ચાલ, હું તારી સાથે ઘેર આવું છું."

દેશાઇએ હેડ ક્લાર્કની રજા લીધી અને ગંગા સાથે તે ઘેર જઇ પહોંચ્યો. નારણજી ઘેર આવ્યો ન્હોતો.

જેમ જેમ સમય વહેતો ગયો તેમ તેમ બધાની ચિંતા વધવા લાગી. આખરે રાતના બાર વાગ્યા પણ નારણજીના દર્શન થયા નહિ. ગંગા છાતીફાટ રોવા લાગી. જમના દેશણ દીકરીને દિલાસો દેતાં પોતે પણ છેડો વાળી રોવા બેઠા અને રણછોડજીએ લાચાર થઇ પોલીસને ખબર આપી.

પોલીસ ઇન્સપેકટર નારણજીનો ફોટો જોતાંજ ગંભીર થઇ ગયો: "આ કોણ છે?" તેણે દેસાઇને પૂછ્યું.

"મારો જમાઈ."

"તમારી દીકરીને એ કયારે પરણ્યો?"

"પંદર વીસ દિવસ થયા."

" તે નાસી ગયો છે ?"

" હા. "

" તેની પાસે તમારા કંઈ પઇસા હતા ?"

" હા. મેં તેને વાંકડાના ત્રણ હજાર રૂપીઆ આપ્યા હતા. તે સિવાય મારી પુત્રીના દાગીના તેની પાસે હતા."

" અફસોસ મી દેસાઇ ! આ માણસનું નામ નારણજી નથી પણ ભગવાનજી છે, તે અઠંગ ઉઠાઉગીર છે. તમારી પેઠે એ ચાર જણનો જમાઇ થયો હતો. અને ચારે ચાર સસરાને થાપ આપી નાસી ગયો હતો. પોલીસે એને એકવાર પકડી છ મહિના વગર ભાડાની કોટડીમાં મોકલ્યો હતો. અને જેલમાંથી એ બે મહીના પહેલાંજ છુટયો હતો, આટલા થોડા દિવસમાં એ નવો સસરો શોધી કાઢશે એવો અમને પણ શક ન્હોતો."

રણછોડજીએ કપાળ કૂટયું અને તેની પાસેથી નારણજીની કરમકથા સાંભળી ગંગાએ છતે ધણીએ રંડાપો આવેલો માની લીધો !



# હબસણ.

"તું આફ્રિકાના પ્રેમની કથા જાણવા માગે છે? ઘણા વર્ષથી હું આ હબસીઓના આ ગરમ દેશમાં રહું છું. આ અજબ જેવો દેશ છે. અહિં મને દીલ્લગીના જાતજાતના અનુભવ થયા છે. તું હમણાં ધારતો હશે કે હું કોઇ કાળી ગુંછળીઆ વાળવાળી, મદમસ્ત જુવાનીમાં હાથણી પેઠે મહાલતી હબસણને બગલમાં મારી બેઠો હોઇશ. અને તેના સફેદ મોતી જેવા દાંત બતાવતી તે મારા તરફ જોઇ હસતી હશે! એમજને?

તારી કલ્પના સાચી છે. મને કેટલીક એવી હબસણો મળી છે કે જેને જોતાં ભલ ભલો રૂષી પણ પોતે કાળો શાહી થવાને તઇયાર થઇ જાય!

તું આ દેશના લોકો કઇ જાતનો પ્રેમ કરે છે તે જાણવા માગે છે. સાંભળ હબસીઓનો પ્રેમ ઘણોજ ભયંકર હોય છે. ધગધગતા સૂર્યના પ્રચંડ તાપમાં મને મોજમજાહ શિવાય બીજું કશુંજ ગમતું નથી. ગરમીમાં કામ કરવાની લહુજ્જત આવતી નથી અને તેથી આળસમાં આમોદ-પ્રમોદમાંજ જીવન ગાળવું એવો આદર્શ રાખવાનું મને મન થઇ જાય છે.

સાંભળ, તું પ્રેમ કોને કહે છે? હૃદયની એકતા, આત્માનું એકીકરણ, પવિત્ર વાસનારહિત પ્રેમ વિગેરે જાતનો પ્રેમ કવિ-

એની કલ્પનામાં રમતો હશે અથવા સ્વર્ગમાંય દેવદેવીઓ વાસના રહિત રહેતાં હશે કે કેમ તે વિષે મને શક છે. પણ શારિરિક પ્રેમ–વાશનાની તૃપ્તિ કરી હૃદયને કોઇક અનિર્વાચ્ય આનંદમાં મસ્તી કરી નાખનારો પ્રેમ આ દેશમાં છે. પણ તેનું સ્વરૂપ બહુ ભયાનક છે. ગરમી નાડીમાંના રક્તને ગરમ બનાવે છે, દક્ષિણ તરફથી આવતો ગરમ વાયુ આળસ ઉપજાવે છે, અને તેથી શરીરને જાતજાતના પ્રયોગોથી રાજી રાખવા શિવાય બીજો રસ્તોજ નથી.

એલ્જીરીઆમાંના મારા પ્રાથમિક જીવનની વાત હું લખવાનો નથી. બોના, બ્રીસ્કા અને બીજા શહેરોમાં ફરી હું શાએટને રસ્તે બોગીમાં આવ્યો. રસ્તો ઘણોજ મનોહર હતો. ચારે તરફ જંગલો હતા અને દુર દરીઓ અને પર્વત માળા શોભતાં હતાં.

બોગી જંગલોથી ભરપુર એક ઉંચી ટેકરી પર આવેલું છે. અને તે એટલું બધું સુંદર છે કે ત્યાં હંમેશાં રહેવાનું મન થાય છે. આપણી નજરે સમુદ્રના મોજાં ન પડે તે માટે નાની મોટી ટેકરી જાણે એક બીજા સાથે સ્પર્ધા કરતી હોય એવો ભાસ થાય છે. પણ દરીઓ અહીંથી નજીકજ છે. આકાશ સ્વચ્છ રહે છે અને રાતે ચંદનીના પ્રકાશમાં ટેકરીઓ પરથી તારલીઆ જોવાની લહેજત કંઇ ઔરજ છે.

ટેકરીપર એક મુરીશ ઘર મેં ભાડે રાખ્યું. આ ઘરમાં બારીઓ નથી પણ હવા આવે તેવાં બાકોરાંજ છે. પહેલા માળ પર એક મોટો ઠંડો ઓરડો છે તેમાં દિવસે ગરમી લાગતી નથી અને રાતે સુવા માટે અગાશી છે.

અહિં આવી મેં આફ્રીકાના રિવાજો ધારણ કર્યા, બપોરે જમીને હું ઉંઘી જતો. આ સમયે સૂર્ય લોકોને બાળી નાખવા માગતો હોય તેમ તપે છે. રસ્તાઓ પર કાળું ચકલું પણ ફરકતું નથી અને દરેક જણ કાંતો ઉંઘી જાય છે અથવા ઘરમાં સંતાઇ રહે છે.

મારા ઘરમાં એક આરામ ચેરપર હસનના જેવો પોશાક પહેરી હું બપોરે આરામ લેવા પડતો પણ મને ઉંઘ આવતી નહિ.

દોસ્ત ! માનવ હૃદયમાં જાતજાતની આકાંક્ષા થાય છે તેનો તને કદિ ખ્યાલ આવવાનો નથી. ખુબ તરસ લાગી હોય ત્યારે પાણી માટે કેવો ટળવળાટ થાય છે? પ્રેમની તરસ તેથી પણ તીવ્ર હોય છે. રેતીના રણમાં એક ઠંડા પાણીના પ્યાલા માટે માણસ કોઇનું ખુન કરી નાખે છે...આફ્રિકામાં સ્ત્રીઓનો દુકાળ નથી. પણ ઘણીખરી બેડોળ ગંદી અને સહરાના રણના કુવાના મેલા પાણી જેવી છે.

એક દિવસ મને બીલકુલ ઉંઘ ન આવી. મારા અંગે અંગમાં ગરમી વ્યાપી હતી. બીછાનામાં મેં વારંવાર પાસાં ફેરવ્યાં પણ ઉંઘ ન આવી ત્યારે કંટાળીને હું બેઠો થયો અને બહાર નીકળ્યો.

પાછલા પહોરનો સમય હતો. રસ્તો એટલો ગરમ હતો કે તે પર રોટલા પણ રંધાઇ જાય. હું દરિઆ કિનારે ગયો અને ઠંડી રેતીમાં લાંબો થઇ પડયો.

આસપાસ કોઇ ન્હોતું—કંઇ અવાજ ન્હોતો—કોઇ પશુપક્ષીની ધુમ પણ સંભળાતી ન્હોતી—દરીઆના મોજાં પણ અવાજ કરતા ન્હોતા. જાણે સૂર્યના તાપથી કંટાળીને સમુદ્ર પણ નિદ્રાધિન થયો હોયની ?

અચાનક સમુદ્રમાં અરધા ડુબી ગયલા એક ખડકની પાછળ મને કોઇ વ્યકિત જણાઇ. મેં આંખ તાણી જોયું તો એક લાંબી યુવાન રમણી એકલી સ્નાન કરતી હતી. તે છાતીપૂર પાણીમાં હતી અને તેનું મ્હો દરિઆના કિનારા તરફ નહિ પણ બીજી બાજુએ હતું. અહા ! કેવો મનોહર દેખાવ ! સમુદ્રના પારદર્શક પાણીમાં એ જોબનવંતી સ્વચ્છંદપણે પાણી ઉછાળતી હતી. સૂર્ય ભયંકર કીરણો ફેંકતો હતો તેની તેને દરકાર ન્હોતી. તેની ખુબસુરતી ગજબનાક હતી. લાંબી, કદાવર, નિરોગી અને સુડોળ હોવાથી તે સમુદ્રમાં સ્નાન કરતી જળદેવી જેવી લાગી.

તેણે મ્હોં ફેરવ્યું— મને જોયો-અને ધીમી ચીસ નાખી પાણીમાં ડુબકી મારી ખડકની પાછળ સંતાઇ ગઇ.

થોડીવાર પછી તે પાછી આવશે એમ ધારી હું થોભ્યો શરમાતાં શરમાતાં તેણે મારા તરફ ડોકીયું કર્યું પ્રથમ વાળના ગુચ્છાથી શોભતું તેનું મસ્તક જણાયું. તેનું મ્હો ગોળાકાર હતું તેની આંખો

મોટી અને સુંદર હતી. તડકાને લીધે તેની ચામડી જરા લાલ થઇ હતી છતાં તે ગોરી ઘટમાળી જણાતી હતી.

"ચાલ્યા જાઓ." તેણે હિમ્મતથી મારા તરફ જોઇ બુમ મારી. હું ન ખસ્યો. "તમે અહિં ઉભા રહો તે યોગ્ય નથી." હજુ પણ હું તેને જોતો ઉભો રહયો એટલે તેનું માથું ખડકની પાછળ અદ્રશ્ય થઇ ગયું.

દશ મીનીટ વહી ગઇ. પછી સંતાકુકડી રમતાં બાળકની પેઠે પ્રથમ તેણે પોતાના વાળ, પછી કપાળ અને પછી આંખો બતાવી.

આ વખતે તે ઘણીજ ગુસ્સે થઇ હતી. "તમે મને શરદીમાં મારી નાખશો. તમે નહિ જાઓ ત્યાં સુધી હું બહાર નીકળવાની નથી."

હું ઉભો થયો અને ચાલવા લાગ્યો, પણ વારંવાર પાછું જોઇને એ મનોહર રમણીને જોવાની લાલચ હું ખાળી શકયો નહિ. મને દૂર ગયલો જોઇ તે મસ્તક નીચું રાખી બહાર નીકળી અને મારા તરફ પીઠ રાખી વીજળીક વેગે કપડાં પહેરી ગુમ થઇ ગઇ.

બીજે દિવસે હું ત્યાં પાછો ગયો. તે ન્હાતી હતી. પણ આ સમયે તે નગ્ન ન્હોતી. તેણે પાતળું વસ્ત્ર પહેર્યું હતું, મને જોઇ હસી અને તેના શ્વેત દાંત બતાવવા લાગી.

એક અઠવાડીઆમાં તો અમે મિત્રો થઇ ગયા અને બીજા સાત દિવસ જતાં મે તેના ઓઠ પરનો અમીરસ પીવાનો પરવાનો મેળવ્યો.

તેનું નામ મારીકા હતું. તેની મા હબસણ હતી અને બાપ સ્પેનીઆર્ડ હતો. હાલમાં તેના માબાપ જીવતાં ન્હોતાં. તે કોઇ ફ્રેંચમેનને પરણી હતી અને તેનો ધણી સરકારી અમલદાર હતો. તેની ફરજો શી હતી તે હું હજી પણ જાણતો નથી. હું એટલુંજ જાણું છું કે તે બહુ કામગરો હતો અને એથી વધુ જાણવાની મને પરવા પણ ન્હોતી.

મારીકાને ચુંબન લેવાનો હક્ક મને મળ્યો ને પછી રોજ સ્નાન કરી તે મારે ત્યાં ભોજન લેવા આવવા લાગી. ભોજન લઇ અમે બન્ને એક બીજાની ગોદમાં પ્રેમના મધુર રસનું પાન કરતા! અહા! કેવો સુખી-સ્વર્ગિય લ્હાવો! મારીકાની ગોદમાં આફ્રિકાનો પ્રચંડ સૂર્ય પણ મને શિતળ ચંદન જેવો લાગવા લાગ્યો.

તે ઘણીજ ફાંકડી હતી. તેનો સ્વભાવ કંઇક પશુ જેવો હતો. પણ તેથી તે મારા પુરૂષ હ્રદયને ઓર વ્હાલી લાગતી. તેની આંખોમાં હંમેશાં કામની ઘેરી ખુમારી તરવર્યા કરતી. તેના ઓઠ ચુંબન માટે હંમેશાં તૈયાર રહેતાં તેનું આખું શરીર પ્રેમ-પ્રેમ અને પ્રેમનેજ ઝંખ્યા કરતું અને મારા આલિંગનમાંથી મુકત થવાની ઇચ્છાજ કરતી નહિ, તેની મહોબ્બત વાઘણના જેવી હતી. જંગલી વાઘણ પ્રેમની મદમસ્ત મસ્તીમાં જેમ પાગલ થઇ જાય છે તેમ તે મને જોતાની સાથે મને ભેટી પડતી અને તેના જુસ્સાભર્યા આલિંગનથી મને કચડી નાખતી. જાણે આજસુધી તેની વાસના જાણે અતૃપ્ત રહી હોય, જાણે પ્રેમનો ઉન્માદક લ્હાવો પહેલીજવાર મળવાથી

તે પાગલ થઇ ગઇ હોય, જાણે તે મારીજ શોધમાં આજ સુધી પ્રેમ ભુખી રહી હોય તેમ તે મારાપર ચુંબનોનો વરસાદ વરસાવવા લાગી. આવા ધગધગતા પ્રેમનો મને અગાઉ કદિ અનુભવ થયો ન્હોતો. પ્રિયતમને જોતાં શરમથી આંખો નીચી ઢાળી દઇ પગના અંગુઠાથી જમીન ખોતરતી આર્ય બાળા જેવી એ બીરૂ ન્હોતી. પ્રેમમાં પડયા પછી એ લજ્જાનું અસ્તિત્વ માનતીજ ન્હોતી. એને ચોવીશે ચોવીશ કલાક પ્રેમ સરવરમાં સ્નાન કરવાની હોંશ હતી. સંયમ, લજ્જા, બીરૂતા, આદિ શબ્દો એના શબ્દ કોષમાંથી એણે છેકી નાખ્યા હતા.

તે વાસનાની ગુલામ હતી, પ્રેમની તૃપ્તી માટે તે મોતના પંઝામાં સપડાતાં ડરતી ન્હોતી; તેના જીવનનો એક માત્ર હેતુ વાસનાની તૃપ્તીજ હતો. કામ વાસનાની સંપૂર્ણ તૃપ્તી થયા પછી તે એક જાતની તંદ્રામાં પડતી, અને આલિંગન માટે ટળવળતી.

તેનું મન સરળ હતું. તેની બુદ્ધિ સાદી હતી. એને બે ચાર થાય એટલુંજ તે સમજતી. ગંભીર વિચાર કરવા તે સરજાઇજ ન્હોતી. હું જરા વિચારમાં પડું કે તરત તે રૂપેરી ઘંટડી જેવું હાસ્ય કરીને મારી વિચારમાળા તોડી નાખતી અને હું તેને બાથમાં લઇ સઘળા વિચારોને હવા ખાવા મોકલી આપતો.

તે પોતાની ખુબસુરતી માટે મગરૂર હતી. અને પોતાનું સૌંદર્ય છુપાવવાનો તેને સખત અણગમો હતો. તે મારા ઓરડામાં આવતી ત્યારે પોતાનું અંગ પ્રત્યંગ બતાવવા હરણીની પેઠે નાચ-કુદતી

અને થાકી જતી ત્યારે પલંગપર પોઢી જતી. તેને નિંદ્રસ્થ દશામાં જોવાનો પણ એક લ્હાવો હતો. ગરમીથી તેની સુંવાળી ચામડી પર પ્રસ્વેદના બિંદુ બાઝી જતા અને તે જોઇને મને કાવ્ય રચવાની પ્રેરણા થતી.

કોઇ કોઇ વાર તે સાંજે મારી પાસે પાછી આવતી. કોણ જાણે એ સમયે એનો પતિ ક્યાં જતો હશે. તે પાછી આવતી ત્યારે અમે મારા ઘરના બગીચામાં ફરતાં અને ઘાસની નરમ બીછાતપર કલાકો પસાર કરી નાખતાં. રાત પડતાં અમે અગાશીમાં જતાં. ચંદ્રના પ્રકાશથી આખી ટેકરી પર સફેદ ચાદર બીછાઈ જતી અને સઘળા ઘરની અગાશીપર સ્ત્રી અને પુરૂષના આકારો નજરે પડતાં. રાતે ઠંડી પડતી છતાં મારોકા પાતળામાં પાતળા વસ્ત્રો પહેરતી. ચંદ્રના પ્રકાશમાં તેને કોઇ જોય તેની તેને પરવાજ ન્હોતી. અગાશીમાં ધવલ ચંદની જોઇ તે મસ્ત થઇ જતી અને હું તેને મૌન રહેવાને આજીજી કરતો તેની દરકાર કર્યાં વિના તે મારા ભયને હસી કાઢી મધુર અવાજે કંઇ કંઇ ગાતી. મને તેના ગાયનમાં કંઇ સમજ પડતી નહિ. પણ એ માધુર્ય—એ મદમસ્ત છટા હું કદિ ભૂલી શકીશ નહિ.

એક રાતે હું અગાશીમાં સુતો હતો. આકાશમાં તારા ઝગઝગી રહયા હતા. શિતળ પવનની લહરીઓ મારી આંખને ઘેરી બનાવતી હતી એવામાં કોઈ મારી પાસે આવ્યું અને મારા ઓઠ પોતાના ઓઠ સાથે જોરથી દાબી દીધા. હું તરતજ સમજી ગયો કે તે મારી જાદુગરી મારોકા હતી.

"તમે એક રાત મારે ઘેર ચાલો." તે મારા ગળામાં હાથ નાખી બોલી.

"શું ?"

"બહેરા થઇ ગયા છો ? એક વાર મારે ઘેર આવો."

"શા માટે ?"

"શા માટે વળી ? મારા પતિ બહારગામ ગયા છે એટલે તેની જગ્યા તમે લેજો."

હું ખડખડ હસી પડયો.

"તું અહિં આવી છે પછી તારે ઘેર જવાની શી જરૂર છે ?"

મારા મ્હો પાસે મ્હો લાવી, મારી મુછ પર હોઠ દાબી તે ધીમેથી બોલી: "તમે અહિંથી ચાલ્યા જાઓ તે પછી તમારૂં મને સ્મરણ થાય તે માટે તમને હું મારે ઘેર લઈ જવા માગું છું."

"પણ એથી મારૂં સ્મરણ શી રીતે રહેશે ?"

"તમે ચાલ્યા જશો પછી હું મારા પતિને પ્રેમ કરીશ અને મનમાં એમજ કાળજી લઇશ કે મારી ગોદમાં તમેજ છો."

બે જાતના આવેશથી મારી છાતી ધડકવા લાગી. મારોકાના ઘરમાં તેના પતિનું સ્થાન લેવામાં મને કંઇ અજબ આનંદ જણાયો. બીજી પળે મારૂં ડહાપણ મને ના પાડવા લાગ્યું. નહિ, કોઇ પારકાના ઘરમાં પ્રેમનો નાટક ભજવવાને હું તઇયાર ન્હોતો.

મારીકા પોતાના ધણીને ધિક્કારતી હશે અને તેથી તેને છેતરવામાં મઝા માણતી હશે એમ ધારી મેં પુછ્યું:

"તું તારા ધણીને ધિક્કારે છે?"

"નહિ. તે મારા તરફ ઘણાજ માયાળુ છે."

"ત્યારે તું તેને ચાહતી નથી?"

"ચાહુ છું—પણ તમારા જેટલા નહિ"

હું મુંઝાયો અને મુંઝાયલો જોઈ તેણે મને અજેય ચુંબન કર્યું: "બોલો, હું બોલાવું ત્યારે આવશોને?"

"હા—" મારાથી બોલાઈ ગયું અને તે મને એક સામટાં પાંચ પચાસ ચુંબન લઈ મને છોડી ગઈ. સાત આઠ દહાડા તેના દર્શનજ ન થયા. નવમે દહાડે તે આવી અને મારા ઓરડાના દ્વાર આગળ ઉભી રહી બોલી:

આજે રાતે અમારે ત્યાં આવશો? તમે નહિ આવો તો હું તમને ફરીથી મળીશ નહિ."

"મને નવ નવ દિવસનો વિરહ હતો અને આશીકામાં નવ દિવસ માશુક વિના ગાળ્યા હોય તેનેજ એ દુઃખનો ખ્યાલ આવે છે. મેં તરતજ હા પાડી અને તે મને વળગી પડી.

* * *

રાતે તે પોતાના ઘરની પાસેના એક રસ્તામાં મારી રાહ જોતી ઉભી હતી. હું નક્કી કરેલે સ્થળે જઈ પુગ્યો અને તે મને પોતાને ઘેર લઈ ગઈ.

"આખર તમે મારે ઘેર આવ્યા ખરા." તે ખુશાલીથી ગાંડી થઈ બોલી.

હું જાણે મારાજ ઘરમાં હોઉં તેમ વર્તવા લાગ્યો. મને જરા ભય લાગતો હતો. પણ મારોકાના પ્રેમમાં હું તે ભુલી ગયો હું ડગલો કાઢવાની આનાકાની કરતો હતો. પણ તે મારો ડગલો કાઢી બીજા ઓરડામાં લઇ ગઈ. હું સુવાની તઇયારી કરવા લાગ્યો. એવામાં બારણા ખખડયા:

"મારોકા ! બારણાં ઉઘાડ."

" ઓ ખુદા ! મારો ધણી ! ચાલો, સંતાઇ જાઓ ઉતાવળ કરો–પલંગ નીચે સંતાઇ જાઓ–" તે ધીમેથી બબડી.

હું ગભરાટથી આભો જેવો બેસી રહયો મારોકાએ મને પકડીને પલંગ નીચે છુપાવી દીધો.

તે પછી તે ઓરડામાં ગઇ. તેણે કબાટ ઉઘાડી બંધ કરવાનો અવાજ મને સંભળાયો. તે કંઇ ચીજ લઇ પાછી બહાર આવી અને તે ચીજ પલંગ પર કોઇ જગ્યાએ મૂકી દીધી. તેનો ધણી અધીરો થઇ બબડયો: " જલ્દી ઉઘાડ –"

" મને દીવાસળીનું બાકસ મળતું નથી. આહ ! મળ્યું..." મારોકા બોલી, અને બીજી પળે તેણો ધણી ઘરમાં દાખલ થયો. પલંગની નીચેથી મેં તેના ભારી શકોડી પગ જોયા. તેના પગના

પ્રમાણુમાંજ તેનું શરીર હોય તો તે રાક્ષસ હોવો જોઇએ એવી મારી ખાત્રી થઇ. હું પલંગની નીચે થરથર ધ્રુજવા લાગ્યો.

ધણી ધણીઆણીએ એક બીજાને ચુમી લીધી-બંન્ને હસ્યા-પછી મારોકાનો ધણી બોલ્યો: "હું પૈસાનું પાકીટજ ભુલી ગયો. એટલે મારે પાછું ફરવું પડયું." આટલું કહી તેણે પોતાના ટેબલનું ખાનું ઉઘાડયું અને મારોકા પલંગપર બેઠી. પાકીટ લઇ તેનો ધણી તેની પાસે ગયો. તે જરા ગેલમાં આવ્યો હતો, તેના પગ મારી છેક નજીક હતા. મારી છાતી ધમણ જેવી ઉંચી નીચી થતી હતી.

"હવે બહુ ગાંડા ના થાઓને! ટ્રેન ચુકી જશો." મારોકા લાડ કરતી બોલી અને તેનો ધણી વિદાય થયો.

દ્વાર બંધ થયા. તેના પતિનાં પગલાંનો ભારી અવાજ સંભળાતો બંધ થયો અને મને લાગ્યું કે મારો પ્રાણ બચ્યો.

દયાજનક દશામાં હું પલંગ નીચેથી બહાર નીકળ્યો. મારોકા આનંદથી નાચતી નાચતી મારી પાસે આવી. મને તેની મશ્કરી ગમી નહિ. એજ પળે મારો હાથ પલંગપર એક કુહાડીના હાથાપર પડ્યો, મારોકાએ તે જોયું અને તેણે કુહાડી લઇ ઠેકાણે મુકી.

"ધાર કે તારા ધણીએ મને જોયો હોત તો-!" હું જરા ખીજવાઇને બોલ્યો.

"સંભવિત નથી."

"કેમ ? ધાર કે તેની હેટ પડી ગઈ હોત અને તે લેવા તે નીચે વળત તો ?"

"તો ?..." મારોકાની આંખમાં અજબ વીજળી ઝબકી: "તો તે પાછો ઉભોજ ન થાત—"

"કેમ ?"

"આમ......" જાણે રમત કરતી હોય તેમ તેણે કુહાડી હાથમાં લઇ તેનો ધણી જો નીચો વળત તો તેનું માથું ધડથી શી રીતે જુદું થાત તેનો અભિનય કરી બતાવ્યો.

× × × ×

દોસ્ત ! આફ્રીકામાં પ્રેમ આવો ભયંકર હોય છે.



# ધગધગતો પ્રેમ.

ચંપા વસંત પંચમીને દિને પહેલ વહેલા પ્રેમના પાપના મધુર નીશાથી બેભાન થઇ પોતાનું તનમન પોતાનાં વ્હાલા ગોવિંદને સોંપી બેઠી.

વસંત પંચમીને દિને ગામના લોકો વસંતને વધાવવામાં ઘેલા થયા હતા. મંદિરોમાં અબીલ ગુલાલ ઉડતા હતા. પ્રેમીઓ આમ્ર મંજરીઓ અને આસોપાલવના પાંદડાના તોરણો આંગણે લટકાવી એક બીજાની ગોદમાં મસ્ત થઇ પડયાં હતાં. અનિલ તોફાની થયો હતો અને તે મુગ્ધાઓ અને યુવતીઓના સાળુઓની કોર સાથે નિર્લજ્જ મસ્તી કરી રહયો હતો. વાતાવરણમાં સુગંધ બહેકી રહી હતી. સૂર્યના બાળ કિરણો માનવીઓમાં ઉત્સાહ પ્રેરતા હતા. આ સમયે ગામના લોકોનો વસંતોત્સવમાં ભાગ લેવા ચંપા ન્હોતી ગઇ. ઘરમાંથી દર્શન કરવાને બહાને બ્હાર નીકળી તે ગામની સીમથી ઘણે દૂર નીકળી ગઇ. સીમની પાસે એક નાની ખાડી હતી. ખાડી પાસે તેને ગોવિંદ મળ્યો. બન્ને એક બીજાના હાથમાં હાથ લઇ વૃક્ષોની ઘટામાંથી દૂર ચાલી ગયાં. ઉભયને જગતમાં બે વ્યકિત શિવાય ત્રીજી વ્યકિત હોવાનું ભાનજ ન્હોતું.

ગોવિંદ માબાપ વિનાનો યુવાન હતો. તેના માબાપ કોણ હતા તેની કોઇને ખબર ન્હોતી. એક ઝાડની નીચે તેને કોઇ હતભાગી માતા મેલી ગઈ હતી અને ગામના દયાળુ લોકોએ તેને પાળી પોષી

મોટો કર્યો હતો. હાલમાં તે વીસ વર્ષનો થયો હતો અને ચંપાના બાપની આટાની મીલમાં મજુરી કરી પેટ ભરતો હતો.

ચંપાની નાજુક કમર પર હાથ નાખી, ગોવિંદ શિતળ સમીર લહરીનો સ્વાદ લેતો વૃક્ષોની ઘટામાંથી પસાર થતો હતો ત્યારે તેને ભૂતકાળ સાંભર્યો. તે મહિનાઓથી ચંપાનો આશક થયો હતો. તે તેના બાપની આટાની મીલમાં નોકરી માગવા ગયો ત્યારે તેણે ચંપાને પ્રથમ જોઇ. જોતાંની સાથેજ તે તેનાપર મોહી પડયો. ચંપાએ તે વખતે સાદા ચણીઓ ચોળી પહેર્યાં હતા. તેની ચોળીના અરધા બટન ખુલ્લા હતા અને તેમાંથી તેની નાજુક જુવાની ડોકીયાં કરતી હતી. તેના કાળા ભમ્મર જેવા વાળ તેના ખભાપર લટકતા હતા અને તેમાં પવનથી આટાના રજકણો પડવાથી એક જાતની મોહક સફેદી દેખાતી હતી. જાણે હમણાંજ ઉંઘમાંથી ઉઠી હોય તેમ ચંપાએ બે હાથ ગરદન પર મૂકી, આળસ ખાધું-બગાસું ખાઇ પોતાના દાડમ કલિ જેવા દાંત જોવાનો ગોવિંદને લહાવો આપ્યો. ગોવિંદ અઢાર વર્ષનો યુવાન ગોવિંદ આ મનોરમ મૂર્તિને જોઇ અર્ધ દિવાનો થઇ ગયો. નોકરી માગવા માટે તે ચંપાના બાપ પાસે જવાનું ભૂલી ગયો. અને ચંપા પાસે જઇ તે તેની સુંદરતાની પ્રશંસા કરવા લાગ્યો મુગ્ધા ચંપા ગોવિંદની ભટાઇ સાંભળી હસી. તેણે તેની મશ્કરી ઉડાવી; પણ તેજ વખતથી ગોવિંદની આંખમાં તે જડાઇ ગઈ. ગોવિંદ તેની પાછળ તેના પડછાયાની પેઠે ફરવા લાગ્યો. તેનો પ્રેમ અમર્યાદિત હતો-પાગલ હતો. ધગધગતા આતશ જેવો હતો. એ પ્રેમ જગતના કાનુનોની જરાય પરવા કરતો ન્હોતો.

ચંપા પંદર વર્ષની હતી. તે પોતાની સખીઓ સાથે તળાવપર પાણી ભરવા જતી ત્યારે પરણેલીને કુંવારી સ્ત્રીઓ એક બીજાની જાતજાતની મશ્કરી કરતી. કોઇ નણદીના વીરાની રસિકતા ગાતી—કોઇ સંસારના દુખડા રોતી—કોઇ પોતાના કીકાની કાલીઘેલી રમતોનું વર્ણન કરતી. અને તે પરથી ચંપા પ્રેમનો મર્મ સમજતી થઇ હતી. તે જ્યાં જતી ત્યાં તેને ગોવિંદ મળતો. પાળેલા કૂતરાની પેઠે—લાડકા પારેવાની પેઠે ગોવિંદ ચંપાથી થોડે દૂર ઉભો રહી તેને પ્રેમભીની કરૂણ નજરે જોઇ રહેતો. કોઇ કોઇ વાર તે ઉંડા નિશ્વાસ નાખતો અને તેની વિશાળ કાળી આંખોમાં આંસું ભરાઇ આવતાઃ ચંપાએ ગોવિંદના ગાલપરથી સરી જતાં અશ્રુબિંદુઓ ઘણીવાર જોયા હતા અને તે જોઇને તેને ગોવિંદની દયા આવી હતી. ધીમે ધીમે એ દયામાં પરિવર્તન થયું. ગોવિંદના પ્રગાઢ પ્રેમે તેને જીતી લીધી. તેને રાતે ગોવિંદના સ્વપ્નાં આવવા લાગ્યાં તે ગોવિંદની હુંફાળી ગોદમાં સૂતી છે એવો તેને સ્વપ્નામાં ભાસ થવા લાગ્યો અને એ મીઠાં સ્મરણથી દિવસે તેની છાતી ધડક ધડક થવા લાગી. હવે તે પણ ગોવિંદને જોયા ઉત્સુક રહેતી ગોવિંદ ચંપાના બાપ માંટે ભાતું લેવા તેને ઘેર જતો ત્યારે ચંપા તેને કંઈ સારૂં સારૂં ખાવાનું આપતી. ગોવિંદ પાળેલા કૂતરા પેઠે તે ખાઇ જતો અને આભારની લાગણીથી જાણે કંઇ ભીક્ષા માગતો હોય તેમ ચંપા તરફ એકી ટસે જોઇ રહેતો. ચંપા હસતી અને ગોવિંદ જગતમાં સ્વર્ગ જોતો. અહા ! માશૂકના એક મધુરા હાસ્યમાં પણ શી શી ખુબી સમાઇ છે ?

આમ રોજ બનતું. મહિનાઓ વહી ગયા. પણ ચંપાના

માતપિતાની તેના પર કડક નજર હોવાને લીધે ઉભય પ્રેમીઓને એકાંત મળતી ન્હોતી. એ ધન્ય પળ વસંત પંચમીને દિને મળી. ગામના લોકો વસંત ઉત્સવ ઉજવતા હતા. પણ ચંપાના અરસિક બાપને તેની પરવા ન્હોતી તે અનાજ ખરીદવા બહારગામ ગયો હતો. ચંપાની મા ઘરકામમાં રોકાઇ હતી. આ વખતે ચંપા દર્શનને બ્હાને જંગલમાં ચાલી ગઇ અને ત્યાં તેને તેનો પ્રિયતમ ભેટી ગયો.

ચંપા જાણતી હતી કે ગોવિંદ વર્ણશંકર છે. વળી તે ગરિબ હતો એટલે ચંપાનો બાપ ગોવિંદ સાથે તેના લગ્ન કરે તે તદન અસંભવિત હતું. પણ આવા વિચાર ક્યા પ્રેમીઓ કરે છે? પ્રેમીને મન પ્રેમ આગળ જગતના સર્વ કાનુનો તુચ્છ લાગે છે. ચંપા અને ગોવિંદની સ્થિતિ એવીજ હતી.

બન્ને પ્રેમીઓએ થોડીવાર ગુપચુપ ડગલાં ભર્યાં: પછી ધીમે ધીમે જાણે ભુલી ગયલી કવિતા યાદ હોય તેમ ગાંડી ઘેલી વાતો કરવા લાગ્યા: પ્રથમ એક બીજાને જોસથી આલિંગન લેવાને પણ ઉભય ગભરાતા હતા. પણ એકાંત સ્થલ, મીઠી વાયુલહરી, વસંતનો બહાર અને કોયલના કુંજને ઉભયનો સંકોચ તોડી નાખ્યો. એક ઘીચ ઘટા નીચે તેઓ બેસી ગયા: ગોવિંદ ચંપાના ગાલ, ઓઠ, કપાળ, વાળ પર ચુંબન લેવા લાગ્યો અને ચંપાને આ જંગલ મંગલ જેવું લાગ્યું. ઇંદ્રના ઇંદ્રાસન સાથે પણ તેઓ આ સુખનો બદલો કરવાને તઇયાર થાત કે કેમ તે શંકાસ્પદ છે.

"આહ! હું શા માટે અહિં આવી? ગોવિંદ, હવે હું જાઉં

છું ?" ચંપા થોડીવાર પછી ધ્રુજતી ધ્રુજતી બોલી: "તને વધુ વાર મારી જરૂર છે ?"

"અફસોસ !–" ગોવિંદ કરૂણ સ્વરે બોલ્યો: "વ્હાલી ! મને તો જીવનભર તારી જરૂર છે. પણ હું લાચાર છું. હું અજાણ્યા માબાપનો કંગાળ પુત્ર છું આ બે હાથ શિવાય મારી પાસે કંઇ નથી અને તારા પિતા કદિ પણ તારો હાથ મને સોંપવાના નથી."

ચંપા જરા દુ:ખી થઇ, બીજી પળે તેણે પોતાના અમીભર્યા ઓઠ ગોવિંદના ઓઠ પર દાબી દઇ કહ્યું: "ફીકર ના કરો. હું તમને ચાહું છું. હું તમારી છું ફક્ત તમારી–મારો સ્વીકાર કરો..."

આ રીતે વસંત પંચમીને દિને ચંપા પહેલીવાર પુષ્પધન્વાની અજેય શક્તિને શરણે થઇ.

(૨)

ચંપા હવે બદલાઈ ગઈ. પ્રથમ તે બારીએ બેસી ગુપચુપ સીવ્યા કરતી. હવે તે વસંતની કોકિલા પેઠે સ્હવારથી સાંજ સુધી મધુરાં ગીતો ગાયા કરતી અને બારીમાંથી ડોકીયાં કરી કોઇનો ચહેરો જોવાને આતુર રહેતી. શું તેના પિતા પેલા લોટ દળનારને આ પરથી કંઇ શક ગયો હશે?

ગોવિંદ લોટવાળાનું ભાતું લઇ જતો અત્યારે ચંપા હાથના ઇસારાથી તેના તરફ ચુમીઓ ફેંકતી તે લોટવાળાએ જોયું હશે?

ગમે તેમ હોય પણ હવે ચંપાપરની સખ્તાઈ વધી પડી અને તેને ઘરમાંથી બહાર નીકળવાની મના થઈ. પિતાના ઘરમાં ચંપાની હાલત કેદી જેવી થઈ પડી.

તેના પ્રેમની મીઠી લહજ્જત ઉડી ગઇ. રાતે ચોરી છુપીથી તે ગોવિંદને મળવા જતી તે બંધ થઇ ગયું. વ્હાલાના ચુંબન અને આલિંગનનું સ્મરણ થતાં તે એકલી એકલી રડીને આંખો લાલ કરવા લાગી. કોઇક વાર તે ઘરના નોકર સાથે વાત કરતી યા સાંજે ઘરની પાછળની વાડમાંથી રસ્તો કરી બહાર નાસી જવાની કોશેષ કરતી કે તરત તેનો બાપ શિકારીની પેઠે તેને પકડી પાડતો. અને જરા પણ દયા બતાવ્યા વિના ચંપાને ઘસડીને ઘરમાં પૂરી દેતો. ચંપાના કોમળ શરીરપર જખમ થતા તેની તેના નિર્દય બાપને પરવા ન્હોતી. તેને પોતાની દીકરીનું કૌમાર અખંડ રાખવાની ધગશ હતી.

ચંપાએ પ્રથમ તેના પિતાને તાબે થવાનો ઢોંગ કર્યો; પણ તેના જીગરમાં બંડનો જ્વાલામુખી ધીખી રહયો હતો. તેની મા તેને "શંખણી" "બેશરમ" "છટકેલ" વિગેરેના ઇલકાબ આપી તેનું વારંવાર અપમાન કરતી તે ચંપા મૂગે મ્હોડે સાંભળી લેતી; પણ તેના મગજમાં દાવાનળ સળગતો હતો. પોતાના પ્રેમ માર્ગમાં નડતર નાખવા માટે દાંત કચકચાવી, હાથની મુક્કી વાળી તે પોતાના માત પિતાને શાપ દેતી. રાતે બીછાના પર પાગલની પેઠે આળોટતી-ઉશીકું કરડી ખાતી-ડુંસકે ડુંસકે રોતી—જાણે ગોવિંદજ પાસે હોય તેમ ઉશીકાને આલિંગન લેતી. તેને રોમે રોમે પ્રેમનો-વાસનાનો અગ્નિ ધીખી રહયો હતો. ઘણીવાર તે મોટેથી ગોવિંદનું નામ દઇ પોકારતી—તેનો બાપ ઉંઘમાંથી જાગી ઉઠતો અને આ "છટકેલ છોકરી"ને બે ચાર લાકડીના પ્રહાર કરી સીધી કરી નાખતો!

(૩)

એવામાં લડાઇ ફાટી નીકળી. લશ્કરમાં ભરતી થવા માટે ગાંધીજી અને તિલક મહારાજે દેશના યુવાનોને આમંત્રણ કર્યું. પ્રેમમાં નિરાશ થયલો ગોવિંદ લશ્કરમાં જોડાવાને નામ નોંધાવી આવ્યો. ચંપાને આ વાતની ખબર પડતાં તેની છાતી ચીરાઇ ગઈ. હવે તે તેના વ્હાલાને કદિ પણ મળી શકશે નહિ એ ખ્યાલથી તે ગાંડી જેવી થઇ ગઇ. આ અંતિમ ઘડીએ પણ પ્રેમીઓ એક બીજાને મળી દુઃખના ઉભરા ન કાઢી શકે એવા સમાજનો જંગલી કાયદો ચંપાને અસહ્ય લાગ્યો.

ગોવિંદ ભૂખે મરતા નોળીઆની પેઠે ચંપાના ઘરની આસપાસ ભમ્યા કરતો હતો. એકવાર ચંપા અને તેની આંખો મળી.

"આજે રાતે હું આપણા મિલન સ્થાનપર તારી રાહ જોઇશ. જો તું નહિ આવી તો હું ખાડીમાં પડી આપઘાત કરીશ." ગોવિંદ ધીમેથી પણ ચંપા સાંભળે તેમ અતિ દુઃખી અવાજે બોલ્યો.

"હું ગમે તે ભોગે તમને મળીશ, વ્હાલા?" ચંપાએ જવાબ વાળ્યો.

  

રાત પડી. આગના સોલે સોલા આકાશમાં ઉડવા લાગ્યા. કામડીઆ ઘરો એક પછી એક આગના સપાટામાં સપડાતા હતા.

બંબાની સગવડ ન્હોતી એટલે ગામડાઓ કુવા તળાવમાંથી પાણી લાવીને ભયંકર આગ બુઝાવવાની નિષ્ફળ ચેષ્ટા કરી રહ્યા હતા. ચંપાના પિતાનું ઘર આગમાં સપડાયું હતું. કોઢારમાંથી ગાય ભેંસ અનેક ઢોરો જાન બચાવવાને જ્યાં ફાવે તેમ નાસી જતા હતા. સ્ત્રીઓ ચીસાચીસ કરી રોતી હતી. સૌ સૌને પોતાના જાનની પડી હતી. ચંપાના માબાપ સળગતા ઘરમાં થોડાક દાઝી જઇ જેમ તેમ બહાર નીકળ્યાં હતાં અને આખું ગામ આગ બુઝાવવાને ભગીરથ પ્રયત્ન કરી રહ્યું હતું.

અને આ વખતે ચંપા ક્યાં હતી?

તે જંગલમાં વૃક્ષની ઘટામાં પોતાના ગોવિંદની ગોદમાં બેઠી હતી. ગોવિંદ તેને ચુંબનોથી ગભરાવી નાખતો હતો.

"વ્હાલા! તમને મળવા માટે હું ઘરને આગ લગાડી નાસી આવી છું. જુઓ, પેલા આગના ભડકા જુઓ–" ભયંકર અને મોહક હાસ્ય સાથે હાથ લાંબો કરી આગના ભડકા ગોવિંદને બતાવતી ચંપા બોલી: "ઘરમાંના માણસોનું ગમે તે થાય તેની મને પરવા નથી. વ્હાલા! મને તમારી–તમારા પ્રેમની પરવા છે આવો, વ્હાલા!–" કહી તે પાગલ પ્રણયિની ગોવિંદને જોસથી ભેટી પડી.

આનું નામ ધગધગતો પ્રેમ!

# રા વ બ હા દુ ર.

કેટલાક માણુસો કંઇ ને કંઇ ખખારા સાથેજ જીવી શકે છે અને એવા માણુસોનો ખખારો મોતની સાથેજ જાય છે.

નથુભાઇને સરકારી ખીતાબ મેળવવાનો બચપણુથીજ ખખારો હતો. તે નિશાળે ભણુવા જતો ત્યારે બીજા છોકરાઓ ખોટી તલવાર કમ્મરે લટકાવતા, કોઇ મહેતાજીની ખુરશીપર ચઢી બેસી રજાના વખતમાં તોફાન કરતા ત્યારે લલ્લુભાઇ કોટના બટનના કાણામાં લાલ પટી ઘાલી જાણે પોતે રાવ બહાદુર બનીજ ગયો હોયતેમ છાતો કાઢી ફરતો. તેના ઘરનું વાતાવરણુ તદનજ "રાજનીષ્ઠ" હતું. તેના પિતા તેની પાસેરોજ સાંજે ગવડાવતાઃ

અમે ઇશ્વર માગીએ એટલું

વડા પ્રેમવાળી ઘણા વર્ષ જીવો વિકટોરીઆ.

આ ગીત ગાઇને મોટો થયલો નથુભાઇ મેટ્રીકમાં નપાસ થયો. પણુ તેને પાસ થવાની જરૂર પણુ ન્હોતી. તેના બાપ પાસે પુષ્કળ પૈસા હતા. પૈસાદારો જન્મથીજ બુધ્ધિનો ઇજારો લઇ આવે છે એવી નથુભાઇની માન્યતા હતી. તેનું રૂપ તો એવું હતું કે કોઇ હબસણુ પણુ તેના તરફ ઝાંખીને જુએ નહિ. પહોળું નાક, શ્યામવર્ણુ, નાનું માથું ને મોટું મ્હોં ઓઠ સાથે મળી ગયલી હડપચી અને ગર્દભ જેવા મોટા કાન નથુભાઇના શરીરની નોંધવા જોગ ચીજો હતી.

આવો રૂપ રૂપનો અવતાર હોવા છતાં વાણીઆની નાતના મોટા મોટા ઘરમાંથી તેને માટે માગાં આવ્યા. નથુભાઇએ પોતાની માની સાથે બધી "લગ્નની ઉમેદ્વારો" ને જોઇ. અસલના જમાનામાં કન્યાનો સ્વયંવર થતો અને તેને જીતવા દેશ દેશના યુવાનો આવતા. આ જમાનામાં પૈસાનો સ્વયંવર થાય છે. નથુભાઇના બાપની તીજોરીમાં પૈસા હતા તેથીજ આ "કામદેવ" ને ઝડપવાને વાણીઆઓએ પોતાની "રતીઓ" તૈયાર કરી દીધી હતી. આ જરા કાલી છે, આનું નાક બેંડેલું છે, આ બોલકણી નથી, એની આંખ ચકણી છે, એના વાળ ટુંકા છે, આ હંસગમની નથી, પેલી કમલવદની નથી વિગેરે વિગેરે હજાર જાતનાં નખરાં કરી નથુભાઇરૂપી હાથીએ નીલમ નામની એક પંદર વર્ષની મુગ્ધા પસંદ કરી અને નીલમના માબાપ કાગડાને ગળે મોતીની માળા બાંધી ખુશખુશ થઇ ગયાં.

નીલમ ખરેખર નીલમજ હતી. તેના રૂપનો પાર ન્હોતો. સંસ્કાર પણ સારા હતા. તે પાંચ ચોપડી ભણી હતી અને ઘેર સારાં પુસ્તકો વાંચીને સાહિત્યરસિકા થઇ હતી. નથુભાઇ જેવો અણઘડ જુવાન આ પરી મેલવવાને લાયક ન્હોતો. પણ નીલમના માબાપનુ અર્થશાસ્ત્ર વિચિત્ર હતું. "દીકરી રોટલે રડતી નથી આવવાની!" આ મહાન મંત્ર પરઆધાર રાખીને તેઓએ નીલમને નથુભાઇની શેઠાણી બનાવી દીધી.

નીલમ આવી. નથુભાઇ તેના પર પાગલ થઇ ગયો. નથુભાઇનો બેડાળ અને ગંદો ચહેરો જોઇને નીલમને તેના પર સ્વભાવિક

અણુગમો છુટયો પણ શું કરે? "બ્રાહ્મણને વચને ને અગ્નિની સાખ્યે" નથુભાઇ તેનો આ લોક અને પરલોકનો માલીક થયો હતો એટલે એ ઉલ્લુના ગંદા મ્હોંના ચુંબન સ્વિકાર્યા વિના નીલમને છુટકોજ ન્હોતો. જંગલમાં મેઘ ગર્જના સામે ત્રાડ મારતો વનરાજ સરકસવાળાના પીંજરામાં ટેવાઈ ગયા પછી બકરાની પેઠે જાતજાતના તમાસા કરવાને ટેવાઇ જાય છે તેમ નીલમ નથુભાઇનો અણુગમો પ્રેમ સ્વિકારવાને ટેવાઈ ગઈ અને બંન્નેનો સંસાર સારી પેઠે ચાલવા લાગ્યો. એટલામાં નથુભાઇના માબાપ મરણ પામ્યા અને રાજેશ્રી પાંચ લાખની મીલકતના ધણી થઇ પડયા.

પરણીને સંસારી થયા—બાપનો વારસો મલ્યો. એટલે નથુભાઇને "રાવબહાદુર" થવાની ચટપટી થવા લાગી. દર વરસના માનચાંદના ખીતાબોની ટીપ તેણે સોનાની લગડી પેઠે સાચવી રાખી હતી. છાપાના કટીંગોનો થોકડો કાઢી તે તેમાંના ભાગ્યશાળી સર, નાઇટ, ખાનબહાદુર ને કે. સી. એસ. આઈ. ના નામો જોતો ને મોટા નિશ્વાસા નાખી બળી મરતો. મને ક્યારે ખીતાબ મળશે? મારૂં નામ ગેઝેટમાં ક્યારે પ્રગટ થશે? હું ડગલાપર બીલ્લો લટકાવીને ગવર્નરની લેવીમાં ક્યારે જઇશ? આવા ખ્યાલો તેને દીવસમાં આઠવાર આવતા ને તેથી તેનું લોહી સુકાઇ જતું.

નથુભાઇ ને નીલમનો સંસાર વહેવાર ગાયને ગોધાના સંસારની પેઠે ચાલ્યા કરતો. નીલમ નથુભાઇના સહવાસમાં રીઢી હિંદુ પત્નિ થઇ ગઈ હતી અને નથુભાઇના દીકરા જણવા, તેને રાંધીને જમાડવો,

અને દેવદર્શન કરી જીંદગીનું સાર્થક કરવું એવી તેની માન્યતા થઇ હતી; છતાં જુવાન અને રસિક નીલમને આ અરસિક પતિ સાલતો ન્હોતો એમ ન્હોતું. જો નથુભાઇ રાવબહાદુર થાય તો તેને મોટા માણસોમાં ફરવાનું થશે એવી આશાથી નીલમ પણ નથુભાઈના ધખારાને ઉત્તેજન આપતી હતી.

"તમે રાવબહાદુર થવા માગો છો પણ તે ઘેર બેઠાં રાવબહાદુરની માળા જપવાથી સરકાર ખીતાબ આપી દેવાની હતી?" નીલમે એક વાર ધણીરાજને તાણો માર્યો.

"ત્યારે શું કરૂં? બોલને-તું કહે તેમ કરૂં?" નથુભાઇએ જવાબ આપ્યો.

"કોઇ સારા માણસ સાથે ઓળખાણ રાખો—તેઓને જમવા બોલાવો—સરકાર માબાપને ગમે તેવા કંઇ સારા કામ કરો. તમને સમજ નહિ પડતી હોય તો રાવબહાદુર ઘનસ્યામને પૂછી જુઓ—"

"હા. હા. ઘનસ્યામ મારો જુનો દોસ્ત છે. એની પાસેથી રાવબહાદુર થવાની ચાવી જાણી લઇશ."

"એને કાલેજ જમવા બોલાવોને!"

"ભલે, પણ જોને! હું જાતેજ રાવબહાદુર થવાની ઇચ્છા જાહેર કરૂં એ ઠીક નહિ."

"વાહ! તમે તો મોટા શરમના પૂંછડા થઇ ગયા—" નીલમ હસી. "વારૂ, એ વાત હું કરી લઇશ. તમે જરા આઘા પાછા થજો એટલે ઘનસ્યામને હું બધી વાત સમજાવી દઇશ."

"અરે વાહરે મારી ઘરવાળી !" નથુભાઇને ઉમળકો આવ્યો અને તેને શાબાશી આપવા નીલમનો વાંસો થાબડ્યો.

નથુભાઇએ પત્નીની સલાહ માથે ચઢાવીને બીજે દિવસે રાવબહાદુર ઘનસ્યામ ગાંધીને જમવા નોતર્યા. રાવબહાદુર ઘનસ્યામ સરકારી નોકરી કરતા હતા અને સારી નોકરીની પીછાનમાં તેને ખીતાબ મળ્યો હતો. તે ચાળીસ વર્ષનો, બેઠી બાંધણીનો, વિલાસપ્રિય ગૃહસ્થ હતો. આવતાની સાથેજ તેની નજર નીલમપર પડી અને નીલમ તેની આંખમાં જડાઇ ગઇ. નથુભાઇએ તેના સ્વાગતમાં કશી મણા રાખી નહિ. નીલમની સલાહ મુજબ જમી પરવાર્યા પછી નથુભાઇ "જરા બહાર જઇ આવું" કહી ઘર છોડી ગયા અને નીલમ અને ઘનસ્યામ એકલાં પડયાં.

નીલમ પચીસ વર્ષના પૂર જોબનમાં ખીલી હતી. સુંદર વસ્ત્રાલંકારોથી તેની સુંદરતા ઔર વધી ગઇ હતી. ઘનશ્યામ તેને વિકારી નજરે જોતો હતો. એકાંત મળવાથી તેની હિમ્મત વધી. નીલમ તેની પાસે સોફા પર બેઠી હતી. ઘનશ્યામે જાણે અનાયાસેજ પોતાનો હાથ નીલમના ખભા પર પડી ગયો હોય તેમ એ રૂપવતીના શરીરનો સ્પર્શ કરી લીધો. નીલમ જરા ચોંકી તે પછી તરત હસી. ઘનસ્યામે હાથ ઉંચકી લીધો.

"વાત એમ છે ઘનસ્યામ ભાઇ !–" નીલમે મધુર અવાજે વાત ઉપાડી: આ તમારા ભાઇને રાવબહાદુર થવાનો શોખ થયો છે."

"એમ !" કહી ઘનસ્યામ ખડખડ હસવા લાગ્યો.

"હસવાની વાત નથી. તદ્દન સાચી વાત છે. તમે રાવ બહાદુર થવાનો કોઇ ઉપાય તો બતાવો–"

"એમાં મોટી શી ધાડ મારવાની છે?" ઘનસ્યામ બોલ્યો. "તમારા જેવી રૂપવતી રમણીનો પતિ ઘડીના છઠ્ઠા ભાગમાં રાવ-બહાદુર તો શું પણ સરનાઇટ પણ થઇ શકે." તે જરા નીલમની પાસે ખસ્યો. નીલમ તેનો મનોભાવ સમજીને સ્મિત કરી મૌન રહી.

"તમારા હાથમાં આ મોતીની બંગડીઓ ઘણીજ શોભે છે હો!" કહી ઘનસ્યામે નીલમનો મુલાયમ હાથ પોતાના હાથમાં લીધો: નીલમ કંઇ બોલી નહિ એટલે ઘનસ્યામ એક કદમ આગળ વધ્યો.

બીજી પળે તેણે નીલમને પોતાની ગોદમાં દાબી લીધી.

"રસના ચટકાં હોય કે કુંડ?" બે ત્રણ પળ પછી નીલમ પોતાના વાળ સમારતી અલગ ખસી બોલી.

"નીલમ! તારા જેવી રમણીના પ્રેમનું પિયુષ પીતાં કોઇ ધરાય ખરો?'

"તમારે જોઇએ તેટલો પ્રેમ રસ પીજો; પણ એમને રાવબહાદુર બનાવોને!"

"જો એમ કર. ગવર્નરની બૈરીએ હમણાં "લેડીઝ કલબ" કાઢી છે. તેમાં તું મેમ્બર થા–તારા પતિને નામે પચાસેક હજાર રૂપીઆ ગવર્નરના મેમોરીઅલ ફંડમાં અપાવ–પછી શું કરવું તે હું જોઇ લઇશ."

નીલમે ઘનશ્યામની સલાહ પ્રમાણે વર્તવાનું વચન આપ્યું અને રાવબહાદુર વિદાય થયા.

"આવો રાવબહાદુર !–" થોડીવાર પછી નથુભાઈ આવતાં નીલમ હસીને બોલી. નથુભાઇથી કુદરતી રીતે હસી જવાયું. નીલમે તેને ઘનસ્યામે કહેલી વાત કરી અને નથુભાઇએ નીલમને ઘનસ્યામ કહે તેમ કરવાનો સંદર પરવાનો લખી આપ્યો.

ઘનસ્યામ હવે રોજ નીલમને મળવા આવતો અને નથુભાઇને રાવબહાદુર બનાવવા વિષે બન્ને ખાનગીમાં મસલત ચલાવી શકે તે માટે નથુભાઈ એ વખતે કંઇ ને કંઇ બહાનું કાઢી બહાર ચાલ્યો જતોઃ નીલમ "લેડીઝ કલબ"ની સભ્ય થઇ–કિંમતી વસ્ત્રાભુષણો અને છેલ્લામાં છેલ્લી ફેશનની તે પુજારી થઇ. નથુભાઇએ ગવર્નર સાહેબ જે ફંડ ઉભા કરે તેમાં છુટે હાથે પૈસા ભરવા માંડયા કેટલીક ખુશામદીઆ સોસાઇટીઓના તે પેટ્રન બન્યા–છાપાવાળાઓના ગજવા ભરીને તેમણે પોતાનું નામ જાહેર કરવાની શરૂઆત કરી. આમ ૭ મહિના વહી ગયા. નથુભાઇએ અરધાએક લાખનું પાણી કરી નાખ્યું. શહેનશાહની જન્મ તિથિ–તા. ૩ જી જુન આવી પહોંચી. નથુભાઇ માનચાંદના ગેઝેટની કાગને ડોળે રાહ જોવા લાગ્યા. રાતના દશ વાગ્યાથી તેણે છાપાઓની ઓફીસોમાં ટેલીફોન પર ટેલીફોન છોડીને "ગેઝેટ" જાણવાની આકાંક્ષા બતાવી અને રાતે બાર વાગે કોઇ ઉધ્ધત રિપોર્ટરે તેને ખબર આપીઃ "નહિ–તમને કંઇ મળ્યું નથી."

હાય ! અફસોસ ! સદ હજાર અફસોસ !

નીલમ ધનશ્યામની માશુક હોવાથી ધનશ્યામે તેની મોટે ખાંચરે પીછાન કરાવી હતી. ધનશ્યામ એ શિવાય બીજું કંઇ કરી શકે એમ નહોતું. પણ હવે નીલમ પાવરધી થઇ હતી. તેણે સર નાઇટના "એટહોમ" ના મેળાવડામાં સર રંગીલદાસને પોતાની ખુબસુરતીથી આંજી નાખ્યા. ખાલી રાવબહાદુર નહિ પણ "સર નાઇટ"ને પોતાની સ્ત્રી સાથે ફરતો જોઇને નથુભાઇ સદેહે સ્વર્ગમાં જવાનો લ્હાવો લેવા લાગ્યો.

"નથુભાઇ !—" સર રંગીલદાસે નથુભાઇ પાસે જઇ કહ્યું: "તમે સરકાર તરફથી નીમાનારી સહકારી સોસાઇટીઓની તપાસ કરનારી કમીટીના સભ્ય થશો ?"

"હા. સાહેબ ! હા સાહેબ ! તમારી મહેરબાની જોઇએ, સેવક હુકમ માથે ચઢાવવાને તઇયાર છે." નથુભાઇ બોલ્યો: "પણ મને "સહકારી સોસાઇટી" કઇ જાતની બલા છે તેની ખબર નથી."

"તેની ચિંતા નહિ. સેક્રેટરી જે રિપોર્ટ લખી આપે તે પર સહી કરજો."

"ઓહો ! એ બંદાનું કામ !"

"થોડા દિવસમાં સરકારી કમીટી નીમાઇ અને તેમાં નથુભાઇ જોડાયા. કમીટી તપાસ માટે બહારગામ જવાનું હતું. નથુભાઇ નીલમની રજા લઇ સ્ટેશન પર જવા તઇયાર થયા.

"જો જો ! આ તમારો ચાન્સ છે. સેક્રેટરી સાહેબને ખુશ કરજો." નીલમે સલાહ આપી.

"તું ફીકર ના કર. હુ સેક્રેટરીનો કુતરો થઇ રહીશ–પછી છે કંઇ ?"

નીલમ હસી નથુભાઇ વિદાય થયો ને પા કલાકમાં નીલમના શયનગૃહમાં સર રંગીલદાસ દાખલ થયો. બન્ને એક બીજા સાથે શરૂંગારી ચેષ્ટા કરવામાં મસ્ત થઇ ગયાં અને થોડીવાર પછી નિદ્રાધિન થયાં.

* * *

કલાકેક વહી ગયો. રાતના દશ વાગ્યા. અચાનક કોઇએ બારણાં ખખડાવ્યા.

"એ ! ઉઘાડ !" નીલમે નથુભાઇનો અવાજ સાંભળ્યો.

નીલમ જાગી— ગભરાઈ. સર રંગીલદાસ પણ ગભરાયો. નીલમે તેને બાજુના રૂમમાં સંતાડી દીધો. અને પછી બતી કરી બારણા ઉઘાડી નથુભાઇને અંદર લીધો.

"કેમ ! કંઇ રહી ગયું ?"

"ના. કમીટી આજે નથી જવાની–કાલે સ્હવારે જવાની છે. મારી સમજફેર થઇ હતી." કહી નથુભાઇ ડગલો પાઘડી કાઢવા લાગ્યો.

"તમે કયા સ્ટેશન પર ગયા હતા ?"

"ગ્રાંટરોડ—"

"અરે હરવાયા રે તમે ! કમીટી તો વિકટોરીઆ ટરમીનસપરથી પુના જવાની છે !"

"હેં !"

"હા—જાઓ, ઉતાવળ કરો. હજુ અરધી કલાકની વાર છે."

નથુભાઇએ વીજળીક ઝડપે ડગલો પાઘડી પાછા પહેરી પગમાં બુટ ચઢાવ્યા. એ વખતે તેની નજર રંગીલદાસના ડગલા પર પડી. ડગલા પર સોનાનો ચાંદ લટકતો હતો. નથુભાઇ તે જોઇ આભો થઈ ગયો ને બીજી પળે તેને નીલમના પતિવ્રત ધર્મ પર શંકા આવી. તે ખીજવાયો.

"એ રાંડ ! આ કોનો ડગલો છે ? આ ચાંદ કોનો ? હુ હજું રાવબહાદુર થયો નથી તો આ ચાંદ કયાંથી આવ્યો ?......" તે બરાડયો.

નીલમ મુઝાઇ. પણ તેની તીવ્ર બુધ્ધિ વ્હારે ધાઇ.

"કોઇને નહિ કહો તો કહું—" અજબ નખરાં કરતી નીલમ બોલી.

"બોલ જલદી બોલ—"

"વ્હાલા ! આ ડગલો મેં તમારે માટે સીવડાવ્યો છે ને આ ચાંદ પણ તમારોજ છે."

"શું હું રાવબહાદુર થયો ?"

"હા. સર રંગીલદાસે ગવર્નર સાહેબને સમજાવીને તમને રાવબહાદુરનો ખીતાબ અપાવ્યો છે. પણ એ વાત હમણાં તદ્દન છાની રાખવાની છે. જાઓ, હવે સીધાવો ! પ્રતેહ કરી આવો. પણ જોજો ! નવે વરસે ગેઝેટમાં જાહેર ન થાય ત્યાં સુધી આ વાત કોઇને ના કરતા–"

"નહિ કહું—નહિ કહું–કોઇને નહિ કહું–આહ ! શાબાશ સર રંગીલદાસ ! શાબાશ, મારી નીલમ ! મિત્ર હો તો એવા હો–બઇરી હો તો અઇસી હો—હું—રા...વ–બહા—દુર થયો–રાવબહાદુર નથુભાઇ ટેકચંદ ! ચાલ સાહેબજી નીલમ !"

નથુભાઇ ઘરમાંથી બહાર નીકળ્યો કે તરત નીલમ રંગીલદાસને ગળે વળગી પડી. નીલમની વિનંતીથી રંગીલદાસે નથુભાઇને "રાવબહાદુર" બનાવવાના કસમ ખાધા અને ખ્રીસ્તીઓના નવા વર્ષને દિને માન અકરામના ગેઝેટમાં નથુભાઇને "રાવબહાદુર" ની ઉપાધિ મળેલી જાહેર થઇ.

# ખોટી સમાજ સેવા.



" મેના સુંદર છે. આજે એના હૃદયમાં પ્રેમ જેવું કંઈ છે કે નહીં તે નથી સમજાતું. પણ લગ્ન પહેલાં તેના હૃદયમાંથી પ્રેમ છલકાતો હતો. તે વખતે અને લગ્ન પછી એક વરસ મેં એ પ્રેમની અમૃતકટોરીઓ પીધી છે. પણ એ ગઈ કાલની વાત છે. ભૂતકાળની ભવ્યતા મગજને પંપાળીને પટાવવા સિવાય બીજા કશા કામમાં નથી આવતી. હા, કોક વખત ભૂતકાળની ભવ્યતામાંથી પ્રેરણા ઝમે છે. પણ આ પ્રસંગજ જુદો છે.

" કૉલેજમાં ભણતો હતો ત્યારે કેટલો સુખી હતો ! અમારી વચ્ચે પ્રેમની કેવી સુવર્ણ સાંકળી હતી ! અહા ! એદિવસો એ ભૂલી ગઈ છે. રવિન્દ્રનાથ, શેક્સપિયર, બાયરન કે સ્પેન્સરના મગજમાં સ્વર્ગીય પ્રેમના મેં અનેક સ્વપ્નાં જોયાં છે. અમે બંને અભ્યાસમાં લગભગ સરખાં છીએ. હું એના કરતાં થોડું વધારે ભણ્યો છું એટલુંજ પણ તેથી શું ?"

મારા વિચારો અટક્યા. મેં મેનાનાં પગલાં સાંભળ્યાં. એ દાદર ક્યારે ચઢી તેનું ભાન ન રહ્યું. અગાસીમાં આંટા મારવાનું મેં ચાલુ રાખ્યું. મેના આવી.

" મેના !"

" કેમ. શું છે ?"

તે એવી રીતે ઉભી હતી કે તે ઉતાવળમાં નથી એમ બતાવવા માગતી હોય; પણ હું જોઈ શક્યો કે તે ઉતાવળમાં છે.

"તું કેવી ખીલી રહી છે?"

"હું કયે દહાડે કરમાઉં છું?"

"મારે મન રોજ. પણ બેસ તો ખરી."

"નહીં મારે જવું છે."

"ક્યાં?"

"દસ રૂપિયા આપોને?"

મેં નિઃસાસો નાખી દસની નોટ એના હાથમાં મૂકી. એ નિસાસામાં મારા જીવન ઇતિહાસનાં થોડાક કરૂણ પ્રકરણ છે.

મેના રૂપિયા લઈ પાછી વળતી હતી તેવામાં બાબુ રડ્યો. મેનાનું મોં કટાણું થઇ ગયું.

"બાબુને લઇશને?" મેં પૂછ્યું.

"નહીં. મારે મોડું થાય છે."

"ઠીક, જા." મેં ગદ્‌ગદ થઈ, કહ્યું.

એ ગઈ. વિજળીનો ઝબકારો ઘડીભર આંખોમાં તેજભરી વાંદળાંમાં ઉતરી જાય તેમ તે દાદર ઉતરી ગઇ. હું શોકથી, દુઃખથી, શરમથી અને નીરાશથી આરામ ખુરશીમાં ફસડાઇ પડ્યો.

"ગંગા બાબુને ધવરાવજે."

"મેં નીચે મેના બોલી તે સાંભળ્યું. મારો પુત્ર તેની માતા જીવતી હોવા છતાં બ્રાહ્મણીને ધાવે તે એનું અને મારૂં કમભાગ્ય.

મારી નજર સામે અવનવાં ચિત્રો હાજર થઇ નાચવા લાગ્યાં. એ નૃત્ય મારે મન તાંડવનૃત્ય જેવું હતું. એક દીવસ બાગમાં બાળણુ એના છોકરાને ધવરાવતી હતી તે જોઈ તેણે મારી સાથે સુંદર વાતો કરી હતી. 'મારા છોકરાંને હું આમ ધવરાવીશ.' એવું તેણે કહ્યું હતું ને તરતજ શરમાઇ ગઇ હતી. એ શરમમાં મને સ્ત્રીહૃદયના ગરવા અને અભિલાષ વિશુદ્ધ માતૃત્વનાં સુભગ દરશન થયાં હતાં મારી છાતી ફુલી હતી. 'અમે ભણેલાં જગતને એકાદ પ્રતિભાવાન વ્યક્તિની ભેટ ધરીશું.' હૃદયના ઉંડાણુમાંની એ ઇચ્છા સળવળી ઉઠતાં મારી આંખોમાં તેજ ઉતર્યું હતું. એ વખતે મને જેટલો આનંદ હતો તેથી કરોડગણો આજે શોક છે. એ સુખદ આશાઓ અને ઉન્નત અભિલાષાઓને સુકાઈ ગયેલી હું જોઇ રહ્યો છું.

મારા હૃદયમાં કેવો ભિષણુ ખળભળાટ થઇ રહ્યો છે તે કોઇ નથી જાણતું–જાણી શકાય તેમ છે પણુ નહીં. બાળુના ભવિષ્યની ચિંતા છે તે સાથે મારા વર્તમાનની ઓછી ચિંતા નથી. શરીર ઘસાતું જાય છે. આમાં મારી ચિંતા કારણુભૂત છે તે કબુલ કરૂં છું; પરંતુ હું ચિંતાઓ દૂર નથી કરી શકતો.

લોક મને નિર્બળ ગણે છે; બાયડીનો ગુલામ કહે છે. પત્નીનાં ગુલામ થવાનું મનગમે છે. હું એ સ્થાન માટે ઝંખી રહ્યો છું. મેના દેવી ગણી પૂજવા ઇચ્છું છું. પણ...પણુ.. કમભાગ્યનું પાંદડું આડું પડયું છે. મારી સાથે મેના તોછડાઇથી વર્તે છે. છતાં હું ચું કે ચાં શુદ્ધાં કરતો નથી, એ લોકો દેખે છે ને મને 'બાયડીનો ગુલામ' કહે છે આથી મને આશ્ચર્ય નથી થતું. હું ભાવનાથી

ગુલામ બન્યો છું. એ જ કારણસર હું નિર્બળ તરીકે મારી આજુબાજુના નાનકડા સમાજમાં જાહેર થયો છું. મૂર્ખ લોકો કહે છે તેમ મેનાને સોટીના બે ફટકા લગાવી શકું તેમ છું; અને તે રીતે અંતરમાં નહીં તો મેનાના વર્તનમાં પરીવર્તન કરાવી, લોકોમાં જરૂર બંધ કરાવી શકું.પણ મને એવી પશુતા વાપરવાનું ઇષ્ટ નથી લાગતું. મેના એની માનેલી સ્વતંત્રતા ભલે ભોગવે. હું એને સ્વચ્છંદતા કહું છુ, આત્મઘાતી સ્વચ્છંદતા કહું છું. આમને આમ ચાલશે તો ભવિષ્ય ભયંકર છે.

વિચારોમાં ને વિચારોમાં દોઢ કલાક પસાર થઇ ગયો ડસડસીને રોવાની ઇચ્છા થઇ, ડુમો ભરાયો. આંખમાં આંસુ ભેગાં થવા લાગ્યા ન રહેવાયું છેવટે ડુસકા ભરવા માંડયાં. ડુસકાનું જોર ભારે હતું. કોઇ સાંભળી જાય તે ખોટું ગણાય તેથી અવાજ દબાવવા શકય તેટલો પ્રયત્ન કર્યો. મગજ ભમવા લાગ્યું. ગભરામણ થવા લાગી. આંખમાંથી ચોધારાં નીર વહ્યાં.

મેના આવી પહોંચી શાન્ત્વનની આશાએ હૃદય હળવું થયું; પણ હું કમભાગી પત્ની પ્રેમનો અધિકારી નહોતો એક ગર્વિષ્ટ સામ્રાજ્ઞી એની પ્રજાનાં હજારો માણસનાં ટોળા ઉપર નજર નાખે તેવી નજર તેણે મારા ઉપર નાખી. જાણે હું ક્ષુદ્ર જંતુ ન હોઉં! એ અક્કડ ઉભી રહી. તીર જેવી એની નજર મારા ઉપર પડી, હું ગુસ્સે થયો.

“શું થાય છે?” તેણે ગર્વમાં પૂછયું.

“કશુંએ નહીં.” મેં પાસુ બદલ્યું.

થોડીવાર તે સ્થિર ઉભી, ચમકી હોય તેમ ઉછળીને ચાલતી

થઈ. જતાં જતાં બોલી, "ઓહ ! 'મોડર્ન રિવ્યુ'નો એક લેખ વાંચવાનો બાકી છે." એ અદશ્ય થઇ ગઇ.

એક વખત અમે ફરવા ગયાં હતાં. ત્યારે મને કાંટો વાગ્યો હતો. તે વખતે એની આંખમાં ચળકતું આંસું મેં જોયું હતુ. બીજી વખત હું ગભરાઇ ગયો હતો, ત્યારે એણે મારા લલાટ ઉપર હાથ મૂકયો હતો. શો શીતળ ! હસ્તસ્પર્શ ફરતાં મારૂં દુઃખ નાશ પામ્યું હતું ને હું હસતો થઇ ગયો હતો. આજે એવા હસ્તસ્પર્શની અગત્ય હતી જો તેમ થયું હોત તો જરૂર હું હસતો થઇ ગયો હોત.

છેવટે હું ઉઠયો. તરતજ ખુરસીમાં ફસડાઇ પડયો. વળી પાછો ઉઠયો ને ભીંતને ટેકે લથડીઆં ખાતો ચાલ્યો. મહાવ્યથાએ દાદર ઉતરી મેનાના ઓરડામાં ગયો. એ 'રિવ્યુ'માંથી કંઇક વાંચતી હતી.

"મેના !" મેં રોતલ અવાજે ઉચ્ચાર કર્યો.

"મેના, મારી વ્હાલી, તારામાં આ અકલ્પ્ય ફેરફાર શો ?"

"કેમ ? ગાંડા તો નથી થઇ ગયા ને ?"

"તને મારે માટે જરાય લાગણી છે ?"

"પણ આવી વાતોનું કંઇ પ્રયોજન ?"

"તારા હૃદયમાં પ્રેમ છે કે સળગી ગયો છે ?" મેં ક્રોધથી પૂછ્યું.

"સળગી ગયો છે." તેટલાંજ તિરસ્કારથી મેનાએ જવાબ આપ્યો.

"કયારે ? દયા છે કે તે પણ સળગી ગઇ છે ?"

"એવુંજ."

"વ્હાલી, મને પ્રેમની તરસ લાગી છે."

"પાણી પી લો"

"હું કાલે જવાનો છું."

"ક્યાં ?"

"અહમદનગર."

"ભલે."

તે માસિક મુકી દઈ લખવા બેઠી.

"મારી સાથે બરાબર વાત તો કર" મારા આ વાક્યમાં જેટલી લાચારી દેખાય છે તેટલીજ કરૂણા હતી; પણ તે તો વજ્રની બની ગઈ હતી.

"મારે ઘણાં કામ છે. વાતો કરવાનો અવકાશ નથી. કાલે કલબમાં જઇ શું કરવું તે વીચારવાનું છે, છુટાછેડા કરવાનો જે ઠરાવ ધારાસભામાં આવવાનો છે. તેને ટેકો આપવા સભા બોલાવવાની છે, તે વખતનું ભાષણ લખવું છે, લેબર યુનીઅનનો વાર્ષિક રિપોર્ટ ઘડવાનો છે, મહિલા પાઠશાળાનો અભ્યાસક્રમ નક્કી કરવાનો અને તેની સ્થાપના પછીની પ્રાથમીક જરૂરીઆતોની પ્રાપ્તિ માટે જાહેર વિનંતીપત્ર બહાર પાડવાનો છે. વળી અનાથ આશ્રમમાંનાં બાળકોને યથાયોગ્ય કેળવણી નથી મળતી માટે બીજો સારો શિક્ષક શોધવાનો છે."

"બાબુને અનાથાશ્રમમાં મુકીશું ?"

"કેમ"

"એનું કોણ છે ? મેના એનું શું થશે તે તું વિચારે છે ?"

"ચુલામાં પડયો."

"અને હું?"

"તમે ગ્રેજ્યુએટ છો પણ ગાજરની પીપુડી વગાડી ખાવ તેવા છો."

મારા શાન્ત સ્વભાવને લીધે અને કોઈનું મન દુભાવવાની અનિચ્છાને કારણે વાણી કે મગજ ઉપર કાબુ રાખવાની પંચાત મેનાને ન્હોતી. બીજા આગલ એના મીઠા શબ્દોના ફુલ ખરતાં ને હાસ્યના ઝણકાર થતા; પણ મારા ભાગ્યમાં તેમાંનું કંઈ ન્હોતું.

"ગંગા!" મેનાએ બુમ પાડી.

ગંગા આવી.

"બ્હેરી થઇ ગઇ? બાબુ રડે છે તે સાંભળાતી નથી?"

"પથારી કરતી હતી."

"જા. એને લે."

ગંગા ચાલી ગઇ એટલે મેનાએ લખવાનું શરૂ કર્યું. હું થોડીવાર ઉભો થઇ રહયો ને છેવટે થાક્યો ગયો. પથારીમાં પડયો. ઉંઘવા મંથન કર્યું પણ ઉંઘ ન આવી. એક–દોઢ વાગે મારાથી મગજ મંથનની વેદના સહન ન થવાથી રોવાઈ જવાયું–મોટા અવાજે રોવાઇ જવાયું. આ જીંદગી? આ પ્રેમ? આ ભણતર આ પ્રેમનો પુરસ્કાર? મારા નમ્ર સ્વભાવનું આ પરિણામ?

ગંગા દોડી આવી. બે–ચાર પાડોશીઓ પણ દોડી આવ્યા. મેના આવે તેમાં તો નવાઈજ નથી. છેવટે હું શાંત થયો. પાડોશીઓ ચાલ્યાં ગયા. ગંગાને પણ જવાની રજા આપી.

"કેમ હવે ઠીક છેને? જઇ શકું છું?" મેનાએ મને પૂછ્યું.

"મેના! તારો પ્રેમ ક્યાં ઉડી ગયો? તું આટલી નિષ્ઠુર કેમ થઇ ગઈ છે? તને બાળુની દયા નથી આવતી? મારી દયા નથી આવતી? અરે, તારા સ્ત્રીત્વની પણ ઉપેક્ષા? પુરૂષહૃદયને પત્નિ પ્રેમની કેટલી આવશ્યકતા છે તે તું કલ્પી શકે છે ખરી?

"પ્રેમ એ ક્ષુદ્ર વસ્તુ છે."

"તારી માન્યતા આજે ભલે ફરી હોય. તને પ્રેમની અપેક્ષા ન હોય તો ભલે પણ હું?"

"તમે મારી પાસેથીજ પ્રેમની અપેક્ષા કેમ રાખો છો?"

"તને તે નહીં સમજાય. મેના! તું સેવાના કાર્યો કરે તે મને બહુ ગમે છે; પણ–પણ તારી સેવા "સેવા" નથી. સેવાના નામે કિર્તિની લોલુંપ્તા છે. એ લોલુપ્તાએ અને ભણતરના ગર્વે તારા હૃદયમાંના પ્રેમને ગુંગળાવી માર્યો છે. એનું પરિણામ હું કલ્પી શકું છું. યાદ રાખજે આ તારી ઘેલછાની આગમાં તું તારા પુત્રને હોમી દઈશ; પતિને રંજાડીશ. તેં શું ધાર્યું છે?"

"મારા વચનોથી મેના પીગળતી હોય તેમ લાગ્યું; પણ બીજીજ ક્ષણે તેનો જવાબ સાંભળી મારી માન્યતા અસ્થાને હતી એમ સ્વીકારવું પડ્યું. મેં આવા જવાબની આશા ન્હોતી રાખી. એણે કહ્યું: "પુત્ર અને પતિ ગુમાવતાં પણ કિર્તિ મળશે તે મને ગમશે."

"જા, હવે જવું હોય તો જા. ને સૂઇ જા. પણ યાદ છે હું સવારે જવાનો છું."

"કઇ ટ્રેઇનમાં જવાના છો ?"

"નવની."

"તે વખતે હું મળી શકીશ નહીં. મારે સભામાં જવાનું છે."

મેના ચાલી ગઇ. હું સુઇ ગયો. સવારે તે ઉઠયો ત્યારે તે ઘરમાં ન્હોતી. અંગ શુદ્ધિ માટે આવશ્યકતા વિધિઓ કરી હું પત્ર લખવા બેઠો.

"પ્રિય મેના !"

"તારા પ્રથમના પ્રણયની જ્યોતને સ્પર્શ કર્યો ત્યારે હુંફ મળી હતી; પણ આજે મને બાળે છે. મને લાગે છે કે હું તારા માર્ગમાં કંટકરૂપ છું. તારા જેવી ભણેલી સ્ત્રી સાથે લગ્ન કરી કૃતાર્થ થવાની અભિલાષાઓ હતી. તારા પ્રેમી હૃદયમાં ડુબકીઓ દઇ, મોંઘેરા મોતી વીણી લાવી, જગતને ભેટ આપવાની આકાંક્ષા હતી. પરંતુ હવે મને લાગે છે કે આપણા પંથ જુદા છે. આપણામાંથી કોઈ સંસાર ત્યાગ કરવા માગતું નથી. એ તો ચોક્કસ વાત છે. તારે જે જોઇએ છે તે મેળવવામાં મારે લીધે વિલંબ થતો હશે અને મારે જે જોઇએ છે તે તારી પાસે મળી શકે તેમ નથી. તારે મન એ શુદ્ર વસ્તુ છે. પ્રેમનો નિર્મળ વિનિમય કર્યો હોય અને સૂખથી જીવન ગુજારતાં એકાદ વીરબાળ જગતના ખોળામાં મૂકયું હોય તો ગૃહસ્થાશ્રમનું સાફલ્ય. તેં તારી અન્ય પ્રવૃતિ-

એમાં બાણુને "ચૂલામાં" નાખ્યો છે. એટલે એ કાં તો કોયલો થશે કે રાખ.

"ભણતર તને નમ્ર બનાવશે; આપણા ગૃહસ્થાશ્રમમાં સૌરભ ભરશે ને એવી એવી બીજી અનેક આશાઓ મેં રાખી હતી. આજે તેમાંની એકે પણ આશા જીવતી નથી. લગ્નનો ઉદ્દેશ પ્રેમ છે. તું પ્રેમને ક્ષુદ્ર ગણે છે. ભલે હવે આપણે જીવનના પ્રવાહ જુદી જુદી દીશાએ વહેવા દઇએ.

"અહમદનગર જવાનો વિચાર માંડી વાળ્યો છે. કાયમને માટે તારા માર્ગમાંથી ખસી જવાનો નિર્ણય કર્યો છે. ગમે ત્યાં જઇશ. તને મારી દરકાર ઓછી; છે; પણ પ્રિય મેના! તારે માટે મેં શું શું કર્યું છે. તેય નહીં વિચારે? મારા પગારમાંથી, મારા ખર્ચના પાંચમાં ભાગના પૈસા જતાં બાકીના તારે માટે નથી વાપર્યા? મારાથી ન રહેવાયું ત્યારે મેં હલકા વિચારોને ઉત્તેજીત થવા દીધા. તને મારી દરકાર ન હોય તો શા માટે મારે આટલી બધી મજુરી કરવી? મારા ઉદર નિર્વાહ જેટલું તો રમતાં રમતાં મેળવી શકીશ.

"તું મને શોધીશ એમ તો માનું છું પણ હું જડવાનો નથી. એટલે તું બાણુને સાચવવાની નથી. આ કારણસર બાણુને પણ સાથે લઈ જાઉં છું. તું ભલે હવે સ્વચ્છંદે સમાજ સેવા કરી કિર્તિ મેળવી સુખી થજે. આશા રાખું છું કે તને મારી ખોટ નહીં જણાય.

લી. તારો........"

કાગળ ગંગાને આપી બાણુને લઇ મેં સ્ટેશનનો રસ્તો પકડયો.

અહમદનગરને બદલે કલકત્તા ગયો, એક મિત્ર સાથે વ્યવસ્થા કરી હતી એટલે મેનાની ખબર મળ્યા કરતી હતી. મારી મહેનત સફળ થવાનાં ચિન્હો દેખાતાં હતાં. મેના કીર્તિ કમાવા અનેક ઓઢાઓએ ચઢી બેઠી હતી તે ઉતરી ગઇ, ખર્ચ કમી કર્યું, ગંગાને રજા આપી, અને પ્રેમનો પ્રભાવ જણાવા માંડયો. એક પત્રમાં આ લખાણ હતું:—

"તમારા ગયા પછીના એક-બે દહાડા તો મેનાને વસમા ન લાગ્યા પછી સર્વત્ર શૂન્યતા ભાસવા લાગી. બંગલામાં એ ભૂતની માફક ભમતી. તમારા ઓરડામાં દષ્ટિપાત કરી વારંવાર નીઃસાસા નાખતી ટુંકમાં એનું હૃદય વલોવાઈ જતું હતું. એક દીવસ તો એ રડી. ખૂબ રડી. બીજે દીવસે ઓઢાનાં રાજીનામાં ઢસડી કાઢયાં. પેપરોમાં તમને શોધી આપવા લોકોને આજંવલરી વીનંતી કરી. તમે મૂકી ગયા હતા તે પૈસા થઈ રહ્યા. તેજ વખતે ઝવેરીનો ગુમાસ્તો ઉઘરાણીએ આવ્યો મેના ખુબ મુંઝાઇ ને રોતાં રોતાં પંદર દીવસનો વાયદો કર્યો એક જણસ વેચી રૂપીઆ આપ્યા.

"એક દિવસ હું તમારે બંગલે ગયો. મેં મેનાને ન ઓળખી. એના ચહેરા ઉપરની લાલી ઉડી ગઇ હતી, આંખમાંની મસ્તી નીતરી ગઇ હતી. એનું શરીર સુકાઈ ગયું હતું. મને જોઇ 'આવો' કહ્યું. વધારે બોલવાની શકિત નહોતી.

"તેની આંખોમાં આંસુ છલકાતાં હતાં. એના ચહેરા ઉપર જે લાચારી હતી તેનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. પશ્ચાતાપ એની આંખમાં સ્પષ્ટ દેખાતો હતો.

ભાઇ, આ દ્રશ્ય જોવા છતાં રોઈ ન પડે તેટલો કઠિન પુરૂષ ભાગ્યે જડે. હું રોઇ પડયો. તમારૂં સરનામું આપી દેવા પ્રેરાયો પણ તમારી સૂચનાને લીધે પથ્થર બન્યો. જોઇએ ત્યારે પઇસા આપવાનું તમે કહ્યું હતું એટલે પચ્ચીસ રૂપિયા આપી છુટો પડયો."

આ વાંચી હું રોયો. મારી નહોતી થતી છતાં મેના મારી હતી. એનું નાનકડું દુઃખ મારે માટે દુ:સહ્ય ગણાય.

ત્યાર પછી મિત્રના પત્રો આવવા લાગ્યા તેમ તેમ મારા હૃદય ઉપરનો મારો કાણુ ઓછો થવા લાગ્યો. છેલ્લાં પત્ર વાંચ્યા પછી મારાથી એક ક્ષણુ પણ કલકત્તામાં રહી શકાય તેમ નહોતું. પહેલી ટ્રેને કલકત્તા છોડયું.

મેના એકલી બેગી રોતી હતી. હું પાછળ ઉભો ઉભો જરા દુર રમત રમવા લાગ્યો—એક અક્ષર બોલ્યો નહીં. પાંચ–સાત મિનિટમાં તેણે અનેક નિઃસાસા નાખ્યા; વધારે નિષ્ઠુર થવાની શક્તિ મારામાં ન રહી. મેં ખોંખારો માર્યો. તે ચમકી. ગભરાઇ ને નવાઇ પામી. નિમિષમાત્રમાં એના વદન ઉપર તેજની ઝલક છવાઇ. હું સ્થિર ઉભો રહયો. મેનાએ તરત બાબુને મારા હાથમાંથી લઇ લઈ છાતી સરસો ચાંપી દીધો. હવે તે સમાજ સેવાનું નામ પણ દેતી નથી.

# માતબર મુળજી.

"જમના! અમારે લાયકનું કોઇ હોય તો જરૂર કહેજે."

"ઘણીજ ખુશીથી શેઠ. આપ જેવા શેઠીઆઓના પુણ્ય પ્રતાપથી મારા જેવીને ત્યા કશી ખોટ નથી. આપની આજ્ઞા થાય તે દિવસે હાઝર કરવા તૈયાર છું."

"એમાં અમારે વળી કોની વાટ જોવાની છે? જ્યારે તારી સગવડ હોય ત્યારે કહે. પણ જોજે હો, માણસ અમારે લાયકનું હોવું જોઇએ!"

"શેઠજી એની તો બિલકુલ કાળજી રાખશોજ નહિ. આ માથે ધોળાં થયાં છે તે કંઈ અમસ્તાં નહિં હો? આપ જેવા શેઠીઆઓ સાથે કામ પાડી પાડીને તો જનમારો કાઢયો: એટલું એ નહિ સમજતી હોઉં?"

"ના, ના, જમના! માઠું ના લગાડતી. મારૂં કહેવું એવું નથી. તને તો કોણ નથી જાણતું? પણ આતો એમકે" બોલનાર કંઇક વિચાર કરવા થોભ્યો, અને પછી પોતાનું અધુરૂં વાકય પુરૂં કરતાં કહ્યું: "જેવું તેવું હોય તો અમારૂં નામ...અમે તે કંઇ જે તે રહ્યા? અને..."

"શેઠજી, હું પણ એજ કહું છું ને?" તે વચ્ચે બોલી ઉઠી.

"અને" પેલા શેઠજીએ પોતાનું અધુરું રહેલું વાક્ય પુરું કરવા માંડયું; ક્યાંક એવું ન હોય કે પાછળથી દાકતરોને ઘેર દોડવું પડે!"

"અરે, અરે, શેઠજી! એ શું બોલ્યા? જમનાંને ત્યાં એવું થાય ત્યારે તો થઇજ રહ્યું ને! શેઠીઆ! જમનાએ મુંબઇમાં જીંદગી વિતાવી છે. મારી સાથે અનેક શેઠીઆઓએ કામ પાડયું છે. પરંતુ કોઇને પસ્તાવું પડયું નથી. આપને મારો અનુંભવ નથી, એટલેજ આમ શંકા કરો છો. બાકી તો .."

"અરે! અરે!" શેઠજી જમનાંને રખે માઠું લાગી જાય એ ભયે એકદમ તેને મનાવવા લાગ્યા. "મને કલ્યાણજી ભાએ બધી વાત કરી રાખી છે. મને તારામાં સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા છે."

"શેઠીઆ! કલ્યાણજી શેઠનો તો મારી સાથે કેટલાએ વર્ષનો નાતો છે. અને એ બરાબર જાણે છે કે, મારે ઘેર જેવું તેવું માણુસ નથી આવતું. અહિં તો ગૃહસ્થના ઘરની, જરીક વારમાં મોઢે શરમના શેરડા પડી જાય એવી સ્રીઓજ આવે! જેવા તેવાને તો હું ઉભાજ રહેવા ન દઉં ને!"

"તો ઠીક. ત્યારે ક્યારે ઠરાવીશું?"

"જેવી શેઠજીની મરજી."

"બે ચાર દિવસમાં જ."

" એમ. હું. આજે શું વાર થયો ?"

" સોમવાર "

જમના વિચાર કરવા થોભે તેટલામાં તો શેઠજીએ નોકરની ઢબે જવાબ આપ્યો.

" ઠીક આજે સોમવાર." એમ કહીને આંગળાં ગણતાં તેણે કહ્યું. " મંગળ, બુધ અને ગુરૂ. વારૂ શેઠજી ! આપ ગુરૂવારે સાંજના ત્રણ અને ચારની વચ્ચે અહિં પધારજો."

" બહુ સારૂં. હં, પણ જમનાં ! જોજે હો, આ વાત ત્રીજે કાને ન જાય. કલ્યાણજી પણ જાણે નહિ !"

શેઠજી આમતેમ જોતાં શંકા કુશંકાના ઝોલે ટીંગાતી દશામાં બોલ્યા.

" અરે, રામ રામ કરો. શેઠજી ! અમારે ત્યાં તો કોઇની વાત ત્રીજા કાને જાયજ નહિને !"

" વારૂ ત્યારે હું હવે રજા લઇશ."

એમ કહેતા શેઠ ઉઠવા લાગ્યા.

" જવાય છે શેઠીઆ ! બેસો તો ખરા પાનબાન તો લ્યો.

" મે હમણાં જ લીધું ને !"

"એમાં શું ? બીજું. અહિં તો પ્રભુનો પ્રતાપ છે, અને આપ જેવાના આશીર્વાદથી જમનાં ભૂખે નથી. મરતી."

"અરે એ શું બોલ્યાં જમનાબાઈ!"

કંઇક વિવેક કરવો ઘટે જાણીને શેઠજી બોલ્યા. જમનાંએ પટ્ટી બનાવતાં બનાવતાં પૂછ્યું.

"મને માફ કરજો. પણ આ–પ–નું નામ કહેશો ? હું–ભૂ–લી ગઇ–છું !"

જમનાંએ એના ધંધાને છાજતા અભિનયથી કહ્યું.

"મારું નામ મુળજી"

સામેથી એકદમ ઉત્તર નીકળી પડયો.

"સુંદર નામ છે હો."

શેઠ એ વખાણ સાંભળી મલકાયા. અને મનમાં ને મનમાં ફોઇબાનો ઉપકાર માન્યો.

એટલામાં જમનાંએ પટ્ટી આપી તે લેતાકને જલદી જલદી ઉભા થયા.

"લ્યો જમનાંબાઇ, ત્યારે આજ તો રજા લઇશ."

"વારુ. પધારજો."

"ગુરૂવારેજ"

"જી હા. સાંજના ત્રણ વાગે!"

"ઠીક."

મુળજી શેઠને જમના દાદર સુધી વળાવીને પાછી આવી. સ્પ્રીંગ-વાળા કોચ પર બેઠી.

જમનાં હિંદુ શ્રીમંતોમા પંકાયલી હતી. અનેક વરસોથી તે કુશળતાથી તેમને રમાડતી અને સારા પૈસા પેદા કરી લેતી.

જુવાનીમાં તેણે વેસ્યા જીવન ગાળ્યું હતું; પણ એ ધંધાને યોગ્ય શરીર ન રહ્યું, ત્યારથી એણે દલાલ તરીકે કામ કરવા માંડયું હતું.

એની પંકાતી પેઢી ગાયવાડીમાં હતી. એ ધંધાનાં માણસોમાં જમનાંની પેઢી માટે ઘણું માન હતું. તે પેઢી સદ્દર મનાતી. ધનવાન અને મધ્યમ કુટુંબની વિધવાઓ અને સોહાગણો એને આરામ સ્થાન ગણતી.

જમનાંનો ધંધો ધીકતો હતો. બન્ને પક્ષ તરફથી એને કમાણી થતી.

મુંબાઇનું હિંદુ જીવન કેવું છે તે જમનાં બરાબર જાણતી. તે હસીને ઘણી વખત કહેતી:

"ધાર્મિકપણાનો મિથ્યા આડંબર કરનારા પુરૂષો મનને અંકુશમાં રાખે, તો પતિભક્તિનો દંભ કરનારી શ્રીમંતના ઘરની સુંદર નવયૌનાઓ અને લાવણ્યવતી લલિતાંગનાઓ મંદિરને નામે કે માશી મામાના ઘેર જવાને બ્હાને અહીં આવતી અટકે! સમાજ સળતો હોય તો પુરૂષો લીધે! અને પુરૂષો આડે માર્ગે જતા હોય તો સમાજને લીધે! મારે શું? સઉ ધંધો કરે છે એવો મારોયે આ ધંધો છે. ધંધો ન કરૂં તો ખાઉં શું?"

મુળજી શેઠ કરિયાણા બજારના મોટા વ્યાપારી ગણાતા હતા. લડાઇ પહેલાં તો તે સાધારણ માણસ હતા; પણ ઘણા માણસોની માફક લડાઇનો લાભ લઇને એ પાંચ પઇસે સુખી થયા હતા.

સાદા મુળજી, શેઠ બન્યા એટલે શેઠીઆ મિત્રોના પરિચય એમને થવા લાગ્યા.

કલ્યાણજી શેઠ એવા મિત્રોમાંના એક સ્વાભાવિક ભક્ત હતા સમા-સમાનાં દર્શન કરવા દોડતા. મહારાજો સુદ્ધાં એમની ભક્તિની પ્રશંસા કરતા. લોકો કહેતા "કલ્યાણજી જેવાને લીધેજ હિંદુ ધર્મ ટકી રહ્યો છે."

એ કલ્યાણજી જમનાંના મોટા ગ્રાહક હતા. મુળજીને એક દિવસ તે 'પટ્ટી' ખાવા લઇ ગયા; ત્યારથી મુળજીને પણ એ સાહસ કરવાનું મન થઇ આવ્યું હતું.

સાદા હતા ત્યાં સુધી એવાં પરાક્રમ કરેલાં નહિ પણ હવે શ્રીમંત થયા. અને 'શ્રીમંત પરાક્રમ ન કરે તો દુનીયા ઉપર પરાક્રમ ન કરે તો દુનીયા ઉપર પરાક્રમ કરશે કોણ?' એ કલ્યાણજીનું સૂત્ર નિરંતર એમના કાનમાં ગુંજતું; એટલે સોમવારને દિવસે

સાહસ કરીને, એમણે જમનાની મુલાકાત લીધી હતી.

નવી મુલજી શેઠના બીજીવારના 'ધણીયાણી' થતાં. બિચારા નિરક્ષર અને ભલા હતાં. ઉમ્મરે ખીલતી જુવાનીમાં હમણાંજ પ્રવેશ કરતાં દેખાવે રૂપાળાં હતાં.

તેના બાપે દીકરીને ઉછેરીને મોટી બનાવવાનો તમામ ખર્ચ મૂલજી પાસેથી ચૂકવી લીધા પછીજ તેને ચોરીમાં બેસાડેલી.

મુલજી ગરીબમાંથી શેઠીઆ થએલા લોકોની માફક કંજુસ હતા. એટલે શેઠાણીના મનની અનેક મહત્ત્વાકાંક્ષાઓ કુવાની છાંયડીની માફક મનમાંજ રહેતી હતી.

જુવાન શેઠાણી છતાં પાસે પૈસાની છુટ ન મળે એટલે માળાની સ્ત્રીઓ એની મશ્કરી કરતી.

નવીથી એ સહન ન થતું. મુળજીને તે એ વાત કરતી. પણ એમ કંઇ મુળજી શેઠ ઓછા માને તેમ હતા?

પૈસા ખરચીને બાયડી લાવ્યો છું. એને વળી વાપરવાના પૈસા શાના આપવાના? એ તો ઘરની બાયડી છેજ. ગમે તેમ કરો પણ એનાથી ઓછી જ આપણી કોઇ પણ મરજીની સામે આનાકાની થઇ શકે તેમ છે?"

એવી તેમણે મન સાથે ગાંઠ વાળી મુકી હતી.

માળામાં ગુલાબ રહેતી હતી, બહુ જ મળતાવડા સ્વભાવની

અને હસમુખી હતી. દેખાવડી પણ એવીજ સરસ હતી.

ગુલાબનો વર મોનજી કાપડ બજારમાં નામું લખવાની નોકરી કરતો. બિચારો, સવારથી સાંજ સુધી 'ઢસડા' કરતો ત્યારે ઘરનું ખર્ચ માંડમાંડ પુરૂં થતું.

છતાં ગુલાબનો ભપકો ઓર રહેતો, મુંબાઇમાં નવી છાપનું છાયલ-નીકળે અથવા નવીન તરેહની બંગડી આવે તેની ખબર ઘણી સ્ત્રીઓને ગુલાબ પાસેથી મળતી. ત્રીજા ભોઇવાડાનો એકેએક દુકાનદાર એને ઓળખતો. ગુલાબને ખાતે માંડીને પણ ત્યાંથી માલ મળતો.

એ ગુલાબની સખી હતી. નવીને તે ઘણી વખત મહેણાં મારીને કહેતી.

"બાઇ જો, હું મુળજી શેઠ જેવાના ઘર આવી હોત તો રાજાની રાણી જેવો ભપકો રાખત."

" શી રીતે રખાત ? એ તને કશુંય લાવી આપત ત્યારેને ?"

નવી નિઃસાસો નાખીને કહેતી.

" અરે ન શું લાવી આપે ? ભાયડાનું તે બાયડી આગળ શું ચાલે ? ઘડીમાં પાણી પાણી કરી નાંખીએ."

" બહેન, એમની આગળ તો કોઇનું ચાલે તેમ નથી."

" ત્હોયે શું થયું ? મુંબાઇ શહેરમાં રહેનારને માટે અનેક રસ્તા ઉઘાડા છે. આ જોને મારી જ વાત. મારા એમને શું મળે છે ? ઘરનુંયે માંડ માંડ પુરૂં થાય છે..."

" છતાં તું તો ભપકામાં રહે છે. ગુલાબ, આટલો બધો ઠઠેરો તું શી રીતે રાખી શકે છે?"

" એજ ખુબી છે ને? મારી પાસે જાદુ છે."

" શું કહે છે?"

" અરે હા રે હા! જાદુ છે. એ જાદુને લીધે મને જે જોઇએ તે મળે છે."

" ગુલાબ, આમ બબ્યું મશ્કરી કરીને, બળેલીને શું કામ બાળતી હોઈશ! સાચું ન કહે તો તને મારા સમ છે."

ગુલાબ જેમ જેમ વાત લંબાવતી હતી તેમ તેમ નવીને તાલાવેલી વધતી હતી.

" એમ તે કંઇ કહેવાય? એવી વાતો જ્યાં ને ત્યાં કરતાં ફરીએ તો જાદુ નકામો થઇ જાય અને હું પણ વા ખાતી રહી જાઉં." ગુલાબે હસીને કહ્યું.

" ગુલાબ, ગુલાબ, આમ શું કરે છે?"

" એ મારી ખાનગી વાત છે!"

" મારાથી યે?"

" તારાથી શું પણ મારા વરથીયે!"

" પણ હું તો તારી બહેનપણી."

" તે કંઈ વર કરતાં વધે!"

"હા, હા, વધે."

"વરને ન થાય તે વાત સખીને થાય એમ?"

"અરે, હા રે હા."

"તો તો તને મારા જાદુની વાત કહું. ના—ના. પણ નહિં કહું. તું તો બીજવરને પરણેલી એટલે મારી ખાનગી વાત તારા વરને કહી દે!"

"કદી નહિ."

"મારા સમ."

"તારા સમ."

"ના રે બા, હું મરી જાઉં તો તારૂં શું જાય! તું તે વાત કર્યા વિના રહે?"

"ગુલાબ, ઇશ્વરના સમ ખાઇને કહું છુ કે હું એમને એ વાત નહીં કરૂં, મને તો બાઇ એવી એવી વાતો કરવાનું મન જ થતું નથી. મન તે થાય શી રીતે? મોડા મોડા ઘેર આવે. ઘેર હોય તોયે વેપારની વાત. નહિ બરાબર હસવું કે બોલવું. કોઇ કોઇ વખત તો રાત્રે પણ ફરવા જાય. બળ્યું બહેન, આપણા જેવાં આશાભર્યાંને તે આવા ધણી સાથે કેમ પોસાય."

નવીએ હૈયાની વરાળ બહાર કાઢી.

"હાય હાય! નવી શું તું ખરૂં કહે છે? બા, મારાથી તો

એમ ન જીવાય. જુવાની ને રૂપ તો ચાર દહાડાનું છે. એમ ન ભોગવ્યું તો પછી દુનિયામાં બાયડીનો અવતાર શું કામ લીધો !"

ગુલાબે એના બળતા હૈયામાં ઘી પુર્યું.

"અરે, બહેન વાત જ જવા દેને" નવીએ ઉંડો નિઃસાસો નાખ્યો અને આંખમાંથી શ્રાવણ અને ભાદરવો વહેવડાવવા માંડયો.

આજે ગુરૂવાર, મુળજી શેઠ છેલ્લા ચાર ચાર દિવસથી એ વારની વાટ જોઇ રહ્યા હતા, "ક્યારે સાંઝના ત્રણ વાગે ? એવી એમને તાલાવેલી લાગી હતી.

બુધવારે બપોરે જમવા ગયેલા ત્યારે અકસ્માત એમને વિચાર આવતાં જમનાંને ત્યાં જતાં ગયેલા.

ત્યારે જ જમનાંએ એમને આવતી કાલે કોઇને પણ ન મળી હોય તેવી 'પરી' નજર કરવાની ખાત્રી આપી હતી.

"શેઠજી, તમે ખરેખર નસીબદાર છો."

જમનાંએ હસીને કહ્યું.

"કેમ જમનાં ?"

"અરે, મારે ત્યાં આટઆટલી સ્ત્રીઓ આવે છે, પણ આ તો અદ્દભૂતજ છે."

"એમ કે! ત્યારે તો નશીબદાર ખરા!" કહેતા મુળજી મલકાઇ ગયા.

"કાલે જ મને મારી એક જુની ગ્રહાકણે એની મંદિરમાં દર્શન 'ટાણે' ઓળખાણ કરાવી. શેઠ એને જોઇનેજ તમે ખુશ થઇ જવાના છો."

"અરે વાહરે જમનાબાઇ."

"પણ ભાવ જરા..."

"આકરા છે એમજ ને?"

"હા."

"પચ્ચાસ રૂપીઆ માગે છે."

જમનાંએ ગંભીર થઇને કહ્યું.

"અરે પચ્ચાસના હાકા. પછી?"

"તો તો, એની ઉપર પહેલો હકક તમારો."

"કાલે જરૂર આવીશ."

"અરે હા રે હા! એમાં તે ભૂલ થાય!"

એ પ્રમાણે આપેલા વાયદાના હિસાબેજ મુળજી બરાબર ત્રણ વાગે ગાયવાડીમાં ગયા.

જમના તૈયારજ હતી.

"પધારો, પધારો શેઠજી."

ધરતી ઉપરથી ગજગજ ઉછળતા મુળજી દીવાનખાનામાં પ્રવેશ્યા.

પોતે ધર્મશ્રદ્ધાળુ હતા. જુના વિચારના રૂઢીઓના પૂજક, સુધારકોના કટ્ટા વૈરી હતા. સ્ત્રીઓની પતિભક્તિ ઉપરજ ભરતખંડ ટકી રહ્યો છે અને રહેશે એ એમના મનની મક્કમ માન્યતા હતી.

જમનાનાં મકાનમાં આવતી વખતે એમની એ માન્યતા કાયમ હતી કે કેમ તેની અમને બરાબર ખબર નથી; પણ અત્યારે તો એમને મન બ્રહ્મા, વિષ્ણું અને મહેશ; બધુ, જમનાંના ઘરમાં 'આવનારી 'માંજ લાગતું હતું, એ વાત તો અમે ખાત્રીપૂર્વક જણાવી શકીએ છીએ.

તેને માટે જમના 'પટ્ટી' બનાવવા બેઠી પણ શેઠને એ વિલંબ અસહ્ય લાગતો હતો.

"કેમ જમનાં...?"

શેઠજી બધું તૈયાર છે."

મુળજીની અધિરાઇને કળી ગયેલી જમનાએ એમના અધુરા વાક્યનો આખો જવાબ આપી દીધો.

તુરતજ મુળજીએ ઉજળા ડગલાના, ઉંડા ખીસામાંથી મોટું પાકીટ ખેંચી કાઢ્યું; અને તેમાંથી દસ દસની છ નોટો કાઢી, જમનાંના હાથમાં મુકી:

"પચાસ સોના—અને દસ તારા."

"મહેરબાની શેઠની." કહેતા જમનાંએ નોટોની થડી કરીને ચોળીના ગજવામાં મુકીને કહ્યું; "બાજુનો ઓરડો આપને સારૂં છે."

મુળજીની નસોમાં વીજળી દોડી રહી હતી. પરમશ્રધ્ધાળુ હિંદુ શાહીઓ જંગ જીતવા નીકળ્યો હોય એથી પણ વિશેષ ઉત્સાહમાં આવી જવાથી, એમનું રોમેરોમ પુલકિત થઇ રહ્યું હતું.

લગભગ છલંગો મારતા તે ઓરડામાં ગયા.

અંદર એક નવોઢા અવળી પીઠે બેઠી હતી. મુળજીએ અંદર પેસતાંજ બારણાંને આડું કર્યું.

પણ આ શું ? બીજીજ પળે એમની આંખે અંધારા આવ્યાં. પગ નીચેથી પૃથ્વી સરી ગઈ, અને પલંગ ઉપર તે પટકાઇ પડયા.

પાંચ દસ પલ એમનાથી બોલાયું નહિ પણ પછી પેલી બાઇની સામે જોતાં, મોટા મોટા ડોળા ફાડતા, ધમણની માફક નાકનાં બે પડખાંને ઉંચા નીચા કરતાં તે બરાડો પાડી ઉઠયા:

"અહિં, તું ?"

"અને આપ ?"

સામેથી જવાબ આવ્યો.

"લુચ્ચી ? બદમાસ !"

મુળજીએ હોકારા કરવા માંડ્યા !

"ખબરદાર ! જીભ સાચવીને બોલો. તમે અહિં કયું ધર્મનું કામ કરવા આવ્યા છો ?"

કોલાહલ સાંભળીને જમના દોડી આવી બારણાને ધક્કો મારતાં તે ઉઘડી ગયું.

"શું છે, શું છે, શેઠ શું છે ?"

જમનાંએ ઉતાવળે ઉતાવળે પૂછ્યું.

"અરે ! આ તો મારીજ ઘરવાળી છે !" ડરતા હોય તેવા બેંસાસુર અવાજે મૂળજીએ કહ્યું.

નવીને ગુલાબે જાદુ બતાવ્યો હતો, એ જાદુજ તેને મંદિરમાં ધસડી ગયો અને ત્યાંથી જમનાંને ત્યાં આવવાનો સમય ઠરાવવામાં આવ્યો !

મુળજી શેઠ હજીય બહાર પતિભકિતની મોટી મોટી વાતો કરે છે, પણ ઘરમાં તેમનાથી કંઇ બોલાતું નથી.



# ખુની કે એકટર!



## રમુજી સ્કેચ.

રાતના દશેક વાગ્યાનો સમય હતો. છુપી પોલીસનો ઇન્સ્પેકટર મી. બહેરામ બકરીચોર પોતાના પરમપ્રિય મિત્ર પેસુ સાથે જીગરના બળાપા કરતો ઈઝીચેરપર પડયો હતો. બહેરામના ચહેરાપર થતાં વારંવાર ફેરફારે જણાતું હતું કે તે આજે કોઇ મહાન વિચારમાં છે બન્ને મિત્રો કદી ગંભીર બની તો કદી ખી–ખી–ખી હસી પડીને આખું દિવાનખાનું ગજવી મુકતા હતા. સામેજ મગજને શાંતિ આપનાર અને આખા દિવસની થાકને ઉતારનાર આજકાલ ગણાતો દારૂનો શીશો અને બે કાચના ગ્લાસો પડયા હતા. વાત વાતમાં તેઓ એક પછી એક ગ્લાસ સ્વાહા કરતા જતા હતા, ગ્લાસમાં દારૂ ભરતા ભરતાં પેસુ બહેરામ બકરીચોરને ઉદેશીને બોલ્યો.

બેરામ! પછી તે પેલા રાજકુમારના ખુનીનો કાંય પ-તો બ-તો મેલવ્યો છે કે નહીં?"

"હજી નથી મેલવ્યો. આજે બી હું આખ્ખો દાડો એનીજ તપાસમાં ફર્યો પન આજે બી પ-તો ની લાગો."

"હું ધારૂંછ તું બરાબર એની પાછલ ધીયાન નઇ આપતો હોસે નઈ તો વલી પ-તો મલ્યા વગર રહે ખરો?"

પેસુ એમ તો તું બોલજ ના, કે હું તપાસ બરાબર નથી કરતો. જો એને હું શોધી કાઢું તો થનથન કરતા દસહજાર આટલા મારા હાથમાં આવે ને મારો ઓધ્ધો વધે તે તો જુદોજ. હું કાંય એવો નથી કે હાથે કરીને દસહજાર જતા કરૂં ? સમ જ્યો કે ?"

"પન આજ સુધી તો કોઇ કેસ હજી પકર્યોજ નથી. તારા જેમ હજી બીજા બી તે ખુનીને શોધતા તો હોસેજ."

"શોધતા શું બીજા તો ખાયપીયને એનીજ પાછળ મંડયાછ મેં આજસુધી કોઇ કેસ નથી પકર્યો પન આય તો હું જરૂરજ પકરસ ને નામ ને દામ બંને મેલવસ. મેં ચારે બાજુ મારા માનસોને તપાસ માટે રોકયા છ. તેઓ રાત દાડો બસ એનીજ તપાસમાં ફરેચ.

"માણુસોની સાથે તારે બી જરા મેનત તો કરવી માનસના આધારપર બેસી નઈ રેવું હાં અને વલી મેં સાંભળ્યું છ કે જે તું જો હવે એકાદ કેસ આય મહિનામાં નઇ પકરે તો સાહેબ રજા આપવાના છે એ વાત ખરી છે ?"

"એ તુંને કોણે કહયું ?"

"મેં સાંભલ્યું છે."

"તારી વાત ખરી છે. સાહેબે મને કહયું તું ખરૂં. અને તેથીજ તો હું આય ખુનીની તપાસમાં રાત ને દાડો એક કરૂંચ.

મેં આતસ બહેરામમાં એ ખુનીનો પત્તો મને લાગે તો સુખડની માચી ચઢાવવાનું બી માન્યું છ, પન પત્તો મલતો નથી. ખુદાયજી બી કાંય મદદ કરતા નથી.

"સું કેચ બેરામ! તે સુખડની માંચો માની છ?"

"હા......" કહી બન્ને હસી પડયા.

હજી એ બન્નેનું હસવું બંધ થયું નહતું એટલામાં તો ટેલીફોનની ઘંટી વાગી. બહેરામ તુર્તજ કુદકો મારી ઇઝીચેર પરથી ઉઠયો અને રીસીવર હાથમાં લઈ અલાવ અલાવ કરવા મંડયો.

"હા—હા...હું બેરામ બકરીચોર? હા તે શું?

"કોણ તું તુકારામ? હા હા, અલાવ.. અલાવ..જલ્દી ભસીમર......ઘર નંબર... હા.....અલાવ ,પણ છે શું? કયું શું કયું?

રાજકુમારના......હા ..નો પતો મલે એમ છે છે...હા.....એ અલાવ તું ત્યાંજ ઉભો રહેજે. હું હમના આયો...હા હા અલાવ ત્યાંજ રેજે; હું હમના આયો." બેહેરામે રીસીવર મુકી દીધો અને ખુશી થતો કહેવા લાગ્યો.

"પેસુ! આતસ બેરામે મારી પ્રાર્થના સાંભલી લાગેચ. પેલા ખુનીનો પત્તો લાગે એમ છે. તું જોઇએ બેસ અને નહિં તો જા હું તો હમના જાઉંચ."

"પન હું સાથે આઉં તો?"

"નઇ નઇ વખતે વાત બગરી જાય. નઇ તો તું અહીંજ બેસ હું હમનાં આયો.

બહેરામની ખુશીને પાર નો'તો. તે તરતજ તઇયાર થઈ ઘરબહાર નીકળી પડયો. રસ્તામાં અનેક તર્કવિતર્ક કરતો સાઇકલ દોડાવ્યે જતો હતો.

* * *

મધ્ય રાત્રીએ ચંદ્રના ઉજાસમાં એક ત્રીસેક વર્ષનો યુવક સાઇકલને ઘરોની ઓથમાં થઇને ઝપાટાબંધ દોડાવ્યે જતો હતો. તે એક ઘરના વિશાળ કંપાઉન્ડ નજીક આવી પહોંચ્યો.

સાયકલને કંપાઉન્ડના કઠેરા સાથે અડાડી ઉભી રાખી તે ઘણીજ સાવચેતીથી તે કંપાઉન્ડમાં દાખલ થયો. તે થોડુક આગળ ચાલ્યો એટલામાં તેને બે માણુસો ઘરની બારી નજીક ઉભેલા દેખાયા. પેલા બે જણાઓ આ આવનાર માણુસને ઈશારો કરી પોતા તરફ બહુજ ધીમે પગલે આવવા સુચવ્યું. તે યુવકે તેમજ કર્યું. ત્યાં બારી આગળ આવી તે શું જુએ છે. એક પચ્ચીસ વર્ષની ઉમ્મરનો હિન્દુ જુવાન અને ચાળીશેક વર્ષની ઉમ્મરનો આધેડ પારસી બેઠા બેઠા દારૂના ગ્લાસ એક પછી એક ખાલી કરી રહ્યા છે. અને કદી ધીમેથી તો કદી મોટેથી આજુબાજુની કંઈ પણ પરવા રાખ્યા વિના વાતો કરી રહ્યા હતા. તે પારસી બોલ્યો:

"મીસ્તર મનીલાલ વેલ ત્યારે તમારો મત એમ છે કે જાને કુંવરસિંહનું ખુન રામલાલ પાસે કરાવવું એમજ ને."

"હા. કારણ કે રામલાલ કુંવરસિંહનું ખુન કરવા માટે ઠીક પડશે જુઓની પેલી વખતે રાજકુમાર માનસીંગનું ખુન એણે કેવી ચાલાકીથી કર્યુ હતું ?"

એ કામમાં તો એ ધન્નોજ હુશિયાર છે એમ મારે કબુલવુંજ પડસે."

"એણે જેટલા જેટલા ખુનો કર્યાં છે તે બસ આબાદ અને એનું બોડી (શરીર) પણ સુદૃઢ છે."

"ચાલો ત્યારે તમારો એવો મત છે તો આપણે એ કામ માટે એનેજ નક્કી કરવું.

"થેન્ક યું."

"પન જેનું ખુન રામલાલ કરશે તેના શબની શું ગોઠવન કરવી ?"

"તેના શબને ઉંડી ખાયમાં નંખાવવું."

"પન આપને હજી એ ખાયની તપાસ નથી કરી."

"તમે સબુર કરો. એ ખાયનું બી નક્કી થઇ જશે ને બધું થશે. હું તમને કહું તે પહેલાં સાંભળી જાઓ પછી તમને કહેવું હોય તે કહેજો."

"હા બાવા એમ કર. ચાલ તું શું કેચ વારૂ ?" પારસીએ આંખોના ભવાં ચઢાવતાં અને શ્વાસમાં દારૂ ભરતાં કહ્યું.

"સાંભળો ! પહેલાં મારી સર્વ યોજના ધ્યાનપૂર્વક સાંભળી જાઓ:" એમ કહી મણીલાલે દારૂનો ગ્લાસ જે પેલા પારસીએ ભર્યો હતો તે પી ગયો અને પછી આગળ ચલાવ્યું.

"સાંભળો ત્યારે પહેલાં કુંવરસિંહના મહેલના કંપાઉન્ડમાં પાછલે રસ્તે થઇ રાતના બરાબર બે અઢીને સુમારે રામલાલના છ માણસોના સાથે મોકલવો હથીયારો દરેક પાસે પુરતા રાખવા. કંપાઉન્ડમાં દાખલ થયા પછી રામલાલ કુવરસિંહના મહેલની બારીથી થોડેજ દૂર એક વૃક્ષ છે તે પર ચઢી તે મહેલમાં જુએ. ત્યારબાદ દોરડાની મદદથી તે મહેલમાં દાખલ થાય અને પછી બે માણસોને નીચેજ પહેરો ભરવા રાખી બીજા ચાર જણાઓ રામલાલ સાથે મહેલમાં દાખલ થાય. દરેકના હાથમાં ખુલ્લી કટારો હોય, ફક્ત રામલાલના હાથમાં ભરેલી રિવોલ્વર લઇ કુંવરસિંહના શયનાલયમાં દાખલ થાય. રામલાલ કુંવરસિંહને જગાડે અને ત્રીજોરીની ચાવી સોંપવા કહે. જો તે ચાવી આપવા ના કહે અને કંઇ પણ ગરબડ કરે એટલે રિવોલ્વરથી નહિં પણ કટારથી તેનું ખુન કરે. ખુન તો અવસ્ય કરવુંજ. ત્યારબાદ તેના શબને મજબુત બાંધી મહેલમાંથી દોરડાવતી નીચે બે ઉભેલા માણસોને સોંપવું અને ત્યારબાદ તેની સ્ત્રી વિમળાને કેદ કરવી. વિમળાની નજરે તેના સ્વામીનું શબ પાડવું નહિ તેમજ તેને પોતાના પતિનું ખુન થયું છે તે પણ જણાવા ન દેવું. પ્રથમ વિમળાને સાગરપુરના પટેલને ત્યાં પુરતા બંદોબસ્ત સાથે સોંપી દેવી કે જે રામલાલની ટોળીમાં મળ-

તીઓ છે. વિમળાને શોંપી દીધા પછી કુંવરસિંહના શબને એક ગાઢા જંગલમાં લઈ જવું. જ્યાં આગળથી સર્વ સૂચનાઓ આપી તૈયારીજ રાખવામાં આવેલા હોય. તેઓ ઘોડાપર નાંખી રાતમાંને રાતમાં એક ભયંકર ખાય નજદીક લઇ જાય અને તેમાં તેને નાંખી દે. એ ખાયની તપાસ હું આવતી કાલે જાતેજ જઇને કરી આવીશ. હાં અને ખૂબી એ કરવી કે કુંવરસિંહનુ જે વખતે ખૂન કરવામાં આવે તે વખતે રક્તનુ એક પણ ટીપું કયાંય ન જડે એવી રીતે રસ્તો સાફ કરવો એના શબને શોધવા હિન્દુસ્તાનના તો શું પણ યુરોપ અમેરીકાના ડીટેકટીવો શેરલોક હોમ્સ કે બીજા પણ કદી ફાવી શકે નહિં. એવી ગુચવણમાં આપણે નાંખી દેવો.

કુંવરસિંહના શબને રવાના કર્યા પછી વિમળાને ગાનારી અચ્છનજાનને ત્યાં લાવવી ત્યાં લાવી મૌલાબક્ષને તે સોંપી દેવી અને તેની પાસેથી એના બદલમાં પાંચ હજાર રૂપીઆ લેવા. રામલાલ અને તેની ટોળી વિમળાની ત્યારપછી પણ ખુબ સંભાળ રાખેજ જાય એવી ગોઠવણ કરવી. અચ્છનજાનના મકાનના ભોંયરામાં તેને કેદ કરાવવી. મૌલાબક્ષ તેની પાસે પ્રથમ પ્રેમ યાચના કરે. તે ન માને અને ત્યારબાદ મૌલાબક્ષ તેના પર બળાત્કાર કરે." ઇત્યાદી.

મણીલાલ પોતાની સર્વ યોજનાઓ એક પછી એક તે આધેડ પારસીને સંભળાવતો ગયો અને તે પારસી સાંભળતો ગયો. બહારની બાજુએ શું થાય છે તેની આ બે વાત કરનારાઓને જરાએ ખબર ન હતી તેઓ તો પોતાની વાતમાંજ મશગુલ હતા. એ

સોફાની દરેક દરેક વાતથી બહાર ઉભેલા ત્રણે જણાઓ વારંવાર ઉશ્કેરાયે જતા હતા. પેલો સાયકલવાળો તો અંધારામાં પણ તેમના બોલો પોતાની નોંધ પોથીમાં નોંધવા ચુકતો ન હતો. વાતમાં ને વાતમાં સમય ઘણો નીકળી ગયો હતો, મણીલાલે ઘડીઆળ સામે જોયું તો તેમાં બરાબર એના તરત ટકોરા પડયા. વાત પણ હવે પુરી થઇ હતી એટલે બન્ને પોત પોતાના શયનાલય તરફ ગયા.

તે લોક શયનાલય તરફ ગયા અને આ લોક ધીમે ધીમે કંપાઉન્ડની બહાર નીકળ્યા. સર્વત્ર નિસ્તબ્ધતા પથરાઈ હતી, તે ત્રણે બહાર આવી વિચાર કરવા લાગ્યા. તેઓમાંથી એક બહુજ ધીમેથી બોલ્યો; "આપણે હમણાંજ આ લોકને પરહેજ કરવા જોઇએ."

"તુકારામ હું તારા વિચારને મલતો થાઉચ હું હમનાજ બીજા માનસોને લાવીને આ લોકને પકરસ. આજે કેટલા દિવસે સાલો ખુની હાથ આયોચ. દારૂ પીને ભાન સાન ભુલીને બધા ભેદ આમ ખુલ્લા કરી દેછ. આ બન્નેને આપને પકરીશું એટલે એ લોકોની આખ્ખી ટોલી પકરાઇ જશે.

આમ આ ત્રણે જણાઓ મસલત કરીને આખરે બંગલામાં ધાડ લાવ્યા અંટલી રાત્રે દરવાજે કોણ ઠોકતો હશે એમ ધારી મણીલાલ ખીજાતો ખીજાતો ઉઠયો અને દ્વાર ખોલ્યું. ત્યાં તો આપ્ત આવી તરતજ પોલીસે તેના હાથમાં બેડી પહેરાવી દીધી. બીજા બે જણાઓ ઘરમાં ઘુસી ગયા અને પેલા પારસીને બીછાનામાં ..

બેઠો કરી તેની પણ એજ દશા કરી. તે ઉભય આ સ્થિતિ જોઈ આભાજ બની ગયા. તેઓ સમજી ન શક્યા કે આ એકાએક શું થયું. બે લોકે આમ કરવાનું કારણ પોલીસને પુછ્યું પણ તેઓએ તેમના એક પણ સવાલનો જવાબ ન આપ્યો. અને કહ્યું કે તમારા બીજા માણસો ક્યાં છે? જે હશે તે સવારે જણાશે.

અંતે બહેરામ બકરીચોરે મણીલાલ, પેલા પારસી ગૃહસ્થ અને રામલાલ જે પહેલે માળ ઉપર સુતો હતો તેને પણ પરહેજ કર્યો અને ચોકી ઉપર ઘસડી લાવ્યા. ત્રણેને ચોકીમાં સોંપી બહેરામે ખુશ ખુશ થતાં પોતાના ઘરનો રસ્તો લીધો, તેનો હર્ષ માતો ન હતો.

* * *

સવાર થતાં બહેરામ બકરીચોર નાહી પરવારી આતશ બહેરામમાં સુખડની માંચી સુખ્ખાં ચઢાવી આવ્યો હતો. હવે તે સુર્યોદય થવાની રાહ જોતો હતો આજે તે બહુજ ખુશાલીમાં હતો. તેની છાતી ગજ ગજ ઉછળતી હતી. તેને તો આજે એમજ થયા કરતું કે ક્યારે ૧૧ વાગે અને કોર્ટ ભરાય? આજે ઘણા મહિને તેણે એક ભયંકર ખુનીને પકડયો હતો. સાહેબ મોટી પઢી આપશે. રૂપીઆ દશહજાર રોકડા ખીસ્સામાં પડશે. અને જગતમાં પોતાની વાહવાહ થશે તે જુદા જુદા વિચારોમાં હર્ષથી ડોલી રહયો હતો. કોઇપણ કામમાં વિજય પામતાં કોને હર્ષ ન થાય? બધાને થાય જ.

બહેરામ આ જન્મ બ્રહ્મચારી હતો. તેણે ત્રીસેક પપેતીઓ તો જોઈ નાંખી હતી. આ દશ હજારના દલ્લાથી તે હવે ગૃહસ્થાશ્રમી બનશે એવી તેને મજબુત આશા બંધાઇ ગઇ હતી કુટુંબ કબીલામાં તે એકલોજ હશે.

ઘણી રખડપટ્ટી પછી તે હમણાં ત્રણેક મહિનાથી છુપી પોલીસના ઇન્સ્પેકટરની પદ્ધી સારા સારા માણુસોની ભલામણુથી અને એના સારા નસીબે મેળવવાને ભાગ્યશાળી થયો હતો. બરાબર દશ થયાને પેસુ બહેરામને ત્યાં આવ્યો અને તેને મુબારકબાદી આપવા લાગ્યો:

"દીકરા તારૂં નસીબ હવે ખુલ્યું ખરૂં."

"ખુદાયજીની મેરબાનીથી વલી આજે ફતેહ પામ્યો છું. હું આજ સુધી માનતો તો કે ખુદા કોઇ દાડો પન આપનું ભલું કરે તેમ નથી. પન આજે તો મને કેયા વગર નથી ચાલતું કે તે પાક પરવરનો અદલ ન્યાય છે, આજે તે મારી ઉમેદ બર લાવ્યો. બહેરામે પ્રફુલ્લિત થતાં કહ્યું.

બરાબર અગીઆરને ટકોરે બહેરામ અને પેસુ કોર્ટમાં આવી પહોંચ્યા. બહેરામના હર્ષનો પાર નો'તો.

આજે કોર્ટમાં લોકોના ટોળાનો પાર નો'તો. કારણુ કે આજે તો રામપુરના રાજકુમાર મદનસીંગનો ખુની પકડાયો હતો તેનો કેસ હતો રામપુરના રાજા સાહેબ પણ પોતાના રસાલા સાથે ત્યાં આવી

પહોંચ્યા હતા. લોકો ખુનીને જોવા અને તેનો શું ફેસલો થાય છે તે સાંભળવા આતુર હતા.

બીજી તરફ કેટલોક ઇર્ષાળુ અમલદાર વર્ગ બહેરામ પર બળતો હતો. તે દશહજાર રૂપીઆ ઇનામ મારી જસે ને સાથે સાથે તેનું માન વધશે એ વિચારે તેઓ બળીને ખાખ થઈ રહ્યા હતા. પણ નવાઈની વાત તો એ હતી કે ખુનીઓના મ્હોંપર નિરાશા ને દુઃખને બદલે હાસ્ય પ્રસરી રહયું હતું. તેઓ તો જાણે કે બન્યુંજ ન હોય તેમ નિશ્ચિંત અને પ્રફુલ્લ લાગતા હતા.

૧૧ વાગે કોર્ટ ભરાઈ અને કેસની એક પછી એક તપાસ ચાલી. રાજકુમાર મદનસીંગના ખુનીનો વારો આવતાં તેને ન્યાયાધિશ સમક્ષ હાજર કરવામાં આવ્યો. તેની જુબાની લેવાઈ રામલાલ તદ્દન નાકબુલ ગયો. તેણે મેજીસ્ટ્રેટને જણાવ્યું કે "મેં આજ દિન સુધી કોઇનું પણ ખુન કર્યુંજ નથી. હું તદ્દન નિર્દોષ છું. અને રાજકુમાર મદનસીંગના ખુન થયાની પણ મને તો ખબર નથી." મેજીસ્ટ્રેટ તેમજ અન્ય સમજ્યા કે ખુની અથવા ચોર કદી પણ પોતાનો ગુન્હો પોતાને મોંઢે ભાગ્યેજ કબુલે છે. એની જુબાની પડતી મુકી બહેરામ બકરીચોરને ન્યાયાલય સમક્ષ ઉભો કર્યો અને આ વાત કયારે અને કેવી રીતે પોતે મેળવી છે તે મેજીસ્ટ્રેટને કહી સંભળાવવાની આજ્ઞા થઇ.

બહેરામ બકરીચોરે પોતે જે બાતમી મેળવી હતી તે કેવી રીતે અને કયારે અને એ લોકોએ શું શું વાતો કરી હતી તે પોતાની નોંધમાં

જોઈ એક પછી એક વિગતવાર બોલી ગયો. લોકો બહેરામના મુખે સર્વ વાતો સાંભળી દિંગ થઈ ગયા હતા. ત્યારબાદ મણીલાલને અદાલત સમક્ષ લાવવામાં આવ્યો અને તેને પૂછવામાં આવ્યું કે "આ બહેરામ બકરી ચોરે જે વાત કહી તે શું બરાબર છે?"

"હા. સાહેબ!" મણીલાલે હસતાં હસતાં જવાબ આપ્યો. એ સાહેબ જે કહી ગયા તે વાત અક્ષરઃશ ખરી છે. એમાં જરી પણ અતિશ્યોકતી નથી. પણ ખરી વસ્તુ સ્થિતિ જુદીજ છે. એમણે જે આશયથી અને વ્હેમથી અમને પકડયા છે તે આશય અને વ્હેમ તદ્દન ખોટો છે. "કોર્ટ તદ્દન શાંત હતી. સર્વના કાનો મણીલાલની જુબાની સાંભળવા તરફજ ખેંચાયલા હતા.

"સાહેબ ખરી વાત એમ છે કે હું એક ફિલ્મસ્ટોરીનો લેખક છું. અને જે મારી સાથે ચાળીશ વર્ષના આધેડ પારસી ગૃહસ્થ બેઠા હતા તેઓ ફિલ્મ કુંપનીના ડાયરેકટર છે હું તેમને મારી વાર્તાની વસ્તુ સમજાવી રહયો હતો. તેમાં આ સાહેબ જે કહી ગયા છે તેજ શબ્દો હું બરાબર બોલ્યો હતો."

"ત્યારે તમારૂં એમ કહેવું છે કે આપ એક ફિલ્મસ્ટોરી લેખક છો. તમારી ફિલ્મ કંપનીનું નામ શું? અને તે કયાં આગળ છે? કોર્ટ તરફ પૂછવામાં આવ્યું.

"અમારી ફિલ્મ કંપનીનું નામ "ધી ગુલાબ ફિલ્મ કું॰" અમે રાખનાર છીએ. હજી કંપની અમે કોઈ પણ સ્થળે ઉભી કરી

નથી. આજ શહેરમાં અમારો વિચાર કંપની કાઢવાનો છે."

"પણુ એ કેમ માની શકાય ? કોર્ટે પૂછ્યું.

"સાહેબ એની ખાત્રી આપને કરાવવાને મારી પાસે ઘણા સાધનો છે. અમારી કંપનીમાં એકટર એકટ્રેસોના નામ ઠામ અને કેટલાકની હજી અરજીઓ અમારી કંપનીમાં રહેવા માટેની આવેલી છે તે તમને હું બતાવી શકું છું. અમારા શેઠ આજથી પાંચમે દિવસે નટનટીઓ સાથે તેમજ ફિલ્મનાં સાધનો સાથે અત્રે આવી પહોંચશે. ત્યારે તો આપને ખાત્રી થશે ખરી ? વળી અમારી સાથે પણ કેટલોક ફિલ્મનો સામાન અમે લાવ્યા છીએ તે અમારા બંગલામાં તપાસ કરવાથી મળશે."

"કદાચ તમારી વાત ખરી પણ હોય તો પણ રાજકુમાર માનસીંગનું ખુન રામલાલે કેવી ચાલાકીથી કર્યું હતું તેમજ એવા તો કેટલાયે ખુનો એણે ઘણીજ ચાલાકીથી કર્યાં હતા એમ તમે જે કહ્યું તે તમારી ફિલ્મની સ્ટોરી સાથે શું સંબંધ રાખે છે ?"

"સાહેબ ! રાજકુમાર મદનસીંગના ખુનની વાત અમે પેપરોમાં વાંચી હતી. પણ જે મદનસીંગનું ખુન રામલાલે કર્યું હતું તે રાજકુમાર મદનસીંગ તો "ફકીર ફિલ્મ કું."ની જંગલી આશક નામની ફિલ્મમાં આવતા ઉદયસીંગના પૂત્ર માનસીંગના ખુનની વાત હતી. જેમાં એ રામલાલ એકટરે ઘણુંજ સરસ કામ કર્યું હતું." ઇત્યાદી એક પછી એક ખુલાસો મણીલાલે કોર્ટને કહી સંભળાવ્યો.

લોકોની તો અજાયબીનો પાર નહતો. બહેરામના હુષ્યાળુઓ ખુશમિજાજમાં ડોલતા હતા. પોતાના પુત્રના ખુનીને પકડાયલો જાણી રાજા સાહેબ અને તેમના સાથીદારો આવ્યા હતા તે તો ખુરશીમાં બેઠા બેઠા અજાયબીમાં ગરકાવ થઇ ગયા હતા. તેમને તો આ સઘળું સ્વપ્નવત લાગતું હતું. સ્વપ્નવત લાગે એમાં નવાઇ પણ શી? વાતજ એવી બની હતી. બીચારા બહેરામ બકરીચોરના તો હોંસકોસ ઉડી ગયા હતા. તે તો જ્યાંનો ત્યાંજ સ્થીર થઇ ગયો હતો. ત્યારે પેસુ તેની દયા ખાતો હતો. મેજીસ્ત્રેટ અરે આખી કોર્ટજ મણી-લાલની જુબાનીથી દિગમૂઢ બની ગઇ હતી. પણ મણીલાલની વાત ખરી હતી. બહેરામે સમજ્યા વગર કેવું ઉંધું વેતરી માર્યું હતું તે હવે સર્વ સમજ્યા.

અંતે મણીલાલ અને પેલા પારસી ગૃહસ્થ તેમજ એકટર રામલાલને કોર્ટે નિર્દોષ ઠરાવી તેમજ ભૂલનો ભોગ બનવા માટે પસ્તાવો બતાવી માનસર છોડી મુકયા. બહેરામ બકરી ચોર આ બધું સાંભળીને પુતળાની માફક બની ગયા. અને ડીટેકટીવની નોકરી છોડીને હાલ તુરત નાટક કુંપનીના ડોરકીપર તરીકે પીટ કલાસપર દાદાગીરી ચલાવી રહ્યા છે.

આતે ખુની કે એકટર?

# કામણગારી કાન્તા.

એ તે સમય હતો કે જ્યારે વાતાવરણમાં પ્રેમની ઝલ્લીની ઝણો ઉછળતી હતી; આંબાવાડીમાં કોકિલ ટહુકતી હતી અને પંખીઓ કિલકિલ કરતાં, પ્રેમ ગીત ગાતાં આકાશમાં ઉડી રહ્યાં હતાં; સૂર્યનાં પ્રખર કિરણોમાં કોમલતા આવી હતી; અને પશ્ચિમના ક્ષિતિજથી સહેજ ઉંચે ઉભો રહી તે પોતાનાં સુવર્ણરંગી કિરણોથી વસન્તઘેલી વનસ્પતિને પ્રફૂલ્લ કરી રહ્યો હતો.

નજીક એક ન્હાનકડી નદી વહી જતી હતી અને તેના કલકલ નિનાદમાં સ્નેહીઓને પ્રણયગીત સંભાળતાં હતાં. ઝરણુથી થોડેક દુર એક આંબાવાડી હતી અને આંબાવાડી છોડયા પછી ગામમાં જવાતું હતુ, લોકો આ ગામને રામપુર કહેતા.

ઝરણુને કાંઠે, આંબાવાડીમાં એક વૃક્ષ નીચે એક મુગ્ધા ઉભી ઉભી કોઇની રાહ જોતી હતી, મુગ્ધાનું વય આશરે પંદરેક વર્ષનું હતું. વદને તેને સ્નેહાળતા અને નિર્દોષતા તરવરતી હતી. આંખો કાળી, નેહભરી અને સ્નેહમસ્ત હતી. મુખડું ગોર અને સુડોળ હતું. ત્હેના મધુર રક્તપ્રવાળ ઓષ્ઠોમાંથી અમીરસ ઝરતો હતો. મુગ્ધાએ હમણાં ચણિયો ચોળી પહેર્યાં હતાં અને તે પર શ્વેતરંગી રેશમી ઓઢણી શોભતી હતી. યુવાનીને આંગણે તે હમણાંજ આવી ઉભી હતી અને રતિપતિનાં કાતિલ શરો હમણાં હમણાંજ તેને જખમી

કરવા લાગ્યાં હતાં. બાલપણની રમતિઆળ વૃત્તિ લોપ થઈ તેને સ્થળે શરમની છાયા આવી હતી, તેની રેશમી ચોળી બાલાનાં અસ્ફુટ અને મોદક સ્તનોને ઢાંકવાને નારાજ હોયની તેમ ઉંચી નીચી થતી હતી. તેની ચાલ મંદ થઈ હતી, વદને ગંભીરતા આવી હતી. પણ આંખોમાં મસ્તી અને ઘેન વધ્યાં હતાં. તેજસ્વી કાળી આંખોમાં વસન્તનો મદલોલ જણાતો હતો, આમ્ર વૃક્ષ નીચે તે કોઇ સ્વર્ગની દેવબાલા જેવી લાગતી. એની એના હૃદયમાં સ્નેહાળતાના ફુવારા ફુટતા હતા છતાં કંઇ ભયથી આજે તેની છાતી ધડકતી હતી. ધડકતી છાતીએ, આંખો અમીરસથી ભરેલી હોવા છતાં આજે તેમાં કોઈ ગંભીર ચિન્તાની છાયા સ્પષ્ટ જણાતી હતી. આશાભર્યાં નયને તે કોઇની રાહ જોતી હતી. અને મનમાં ગણગણતી હતી કે:—

પ્રેમે પ્રીતમનાં લઉં ઓવારણાં રે! લોલ!
પૃથ્વીનો પ્રભુ અહો અણમોલ જો!
પ્રેમે પ્રીતમના લઉં ઓવારણાં રે! લોલ!
બંસરી બજાવી પિયુ સ્નેહની રે! લોલ!
ઘેલી કીધી તે હૃદયનાથ જો!
પ્રેમે પ્રીતમના લઉં ઓવારણાં રે! લોલ!

ધીમે સ્વરે તે ગાવા લાગી. તેના કંઠમાં અજબ માધુર્ય હતું. એ દિવ્ય સંગિતની મીઠાશ જેણે ચાખી હોય તે જગતની શહેનશાહતને પણ તેને માટે ઠોકર મારવા તૈયાર થઇ જાય તો તેથી અમે અજબ પામશું નહિ. એના મધુર ગાનમાં તે શક્તિ હતી કે જેથી અનેક

તખ્તો તારાજ થયાં છે, અનેક ઋષીઓના ક્રારમા તપ ગંગાના વહેતા પુરમાં તણાઇ ગયાં છે અને રણાંગણમાં વીરહાકલથી શતશહલને ફલિત કરતાં અનેક યોધ્ધાઓના વીરત્વપર પાણી ફર્યું છે! એ શક્તિ હતી દિવ્ય અને અજેય! એનાં બાણો પાછા વાળવાની તાકાત કોઇનામાં નહોતી.

બ્રહ્માંડ ડુબે પ્રીતી સાગરે રે લોલ!

ડુબો ડુબાવો નણુદી ભ્રાત રે!

પ્રેમે પ્રીતમના લઉં ઓવારણાં રે લોલ!

"ડુબો ડુબાવો નણુદી ભ્રાત રે" બાલાએ ઉલટાવી ગાયું અને ગામની આંબાવાડી તે સમયે તો સ્વર્ગના રસકુંજ જેવી બની ગઈ. એનું મનોહર સંગીત સાંભળીને અથવા તો એને પ્રેમ સાગરમાં ડુબકી મરાવી એની અભિલાષા તૃપ્ત કરવાની ઇચ્છાથી. કાં તો એ ભુવન મોહિનિને આગળથી આપેલું વચન તોડવામાં અક્ષમ્ય ગુન્હો જણાવવાથી એક યુવાન થોડેક દુરથી મુગ્ધા તરફ આવતો જણાયો. તેને જોવાને જે નેત્રો તલસી રહ્યાં હતાં તે તરતજ તેનાપર ચ્હોંટી ગયાં. યુવાન નિકટ આવ્યો સુદ્રઢ શરીરાકૃતિ, સુંદર ભરાઉ મ્હોં, પ્રતિભાદર્શક પાણીદાર આંખો અને વિસ્તૃત લલાટનો તે સ્વામી હતો. તે જ્યાં સુધી નહોતો આવ્યો ત્યાં સુધી બાલા આંખો ખેંચી ખેંચીને સ્હામે જોતી હતી; પણ જ્યારે તે આવ્યો ત્યારે કોણ જાણે તેને શું થયું કે તેણે નીચે જોયુ. વદનપર

તે ભાવ આવ્યો કે જેને દુનિયા લજ્જા અને શરમને નામે ઓળખે છે. જ્યારે સ્નેહ મસ્ત મુગ્ધાના પ્રેમાળ વદનપર પ્રેમની છટા આવે છે ત્યારે તેના સૌન્દર્યની જાદુઈ શક્તિ ખેંચાય છે અને તેના પ્રિયતમના હૃદયને એવું વિહ્વળ કરી નાંખે છે કે જે ભાષામાં સ્હમજાવી શકાતું નથી.

"તું કયારની આવી છે? કાન્તા—" યુવાને વ્હાલથી મુગ્ધાનો હાથ હાથમાં લઇ સ્હેજ દાબી પુછ્યું.

તે મૌન થઇ ગઇ. કંઇ બોલી શકી નહિ. યુવાનના હાથમાંથી હાથ ખુંચવી લેવાની હિમ્મત કરી શકી નહિ. તેમ તેની સામું પણ જોઇ ન શકી. યુવાનની બરોબર સ્હામે—તેનાથી ફક્ત એકજ ફુટ દુર જમીન પર નેત્રો સ્થિર કરી, લજ્જાયુક્ત વદને તે ઊભી રહી.

"કેમ, નથી બોલવું? યુવાને બાલાની હડપચી પકડી તેનું મ્હોં જરા ઉંચું કરતાં પુછ્યું. કાન્તાને એમ લાગ્યું કે જો પૃથ્વી મારગ આપે તો ત્યાંજ સમાઈ જાઉં! તે અનિર્વચનીય મુઝવણથી મુંઝાઇ તેણેજ આજે યુવાનને—કીશોરને પત્ર લખી આંબાવાડીમાં બોલાવ્યો હતો. તે તેની આગળ પોતાની છાતી ખાલી કરવા માગતી હતી. પણ કીશોરને જોતાંજ જાણે તેની વાચા બંધ થઇ જતી હોયની એમ તેને લાગ્યું.

આ પત્ર તેં લખ્યો હતો? યુક્ત કીશોરે હસતાં હસતાં ગજવામાંથી એક ન્હાનો સુંદર પત્ર કહાડી કહ્યું.

હવે કાન્તાને બોલ્યા વિના ન ચાલ્યું:

"ના મ્હેં ન્હોતો લખ્યો." તે બોલી.

"ત્યારે કોણે લખ્યો હતો?"

"મ્હને શી ખબર? તમારાપર પત્ર લખનારીઓની ખબર રાખવાને હું બંધાયેલી છું કે?" હવે તેને કાંઇ હિમ્મત આવી. પલે પલે તે ખીલવા લાગી.

"નહિ—ખરેખર, મને લાગે છે કે, મારી ભુલ થઇ છે. ચાલો ત્યારે, સાહેબજી!—

"હા સાહેબ!—" કાંતા નયન નચાવતી બોલી.

યુવાન પાછો ફર્યો. ચાર ડગલાઃ પણ વધુ આગળ ચાલવાની તેના ચર્ણોએ ના પાડી તેણે પાછળ જોયું તો તૃષાતે નયને કાન્તા તેને જોઇ રહી હતી.

"જાઉં?" તે બોલ્યો.

"ક્યાં જશો?" બાલાએ સ્હામો પ્રશ્ન પુછ્યો.

"જ્યાં નિમંત્રીત અતિથિના અપમાન ન થાય ત્યાં."

"એટલે?"

"તે ત્હારા હૃદયનેજ પુછી જોની લુચ્ચી!—" તે કાન્તાની છેક નજીક ગયો. પેલો પત્ર તેની સ્હામે ધરી બોલ્યો.

"આ અક્ષર કોના છે?'

"ગુનેહગારના."

"તેણે શું ગુન્હો કર્યો છે?"

"ચાહવાનો.'

"ત્યારે તો તેને કેદ કરવી પડશે."

"કેદ થવાની ઈચ્છાથી તો તેણે આ ગુન્હો કર્યો છે." કાન્તાના નયનોમાં અજબ મસ્તી આવી.

"ત્યારે તો તેને સખત કેદ કરવી પડશે."

"એમ કે! સજા કરવા આવજો તો ખરા"

"સજા કરીશ તો શું કરીશ," કાન્તા?"

આ પ્રશ્ને વળી બાલાને મુંગી બનાવી દીધી, પણ હવે તેણે નીચું જોયું નહિ, તેનાં સ્નેહભીનાં નયનો તેના પ્રિયતમનાં નેત્રોમાં મળી ગયાં. યુવાને તેને જરા નજીક ખેંચી. એક પલ જગતનું ભાન ભુલી ઉભય એકમેક તરફ જોઇ રહ્યાં. બન્નેનાં હૃદયપર જાદુઇ કમ્પ થયો. યુવાને મુગ્ધાને છાતી સરસી લગાવી અને વાંચનાર! આવા પ્રેમમાં મસ્ત થયેલાં યુગલને કયું ધર્મશાસ્ત્ર અથવા કઇ દુનિયાદારી એક મધુરાં ચુમ્બનનો અમીરસ પીતાં અટકાવે એમ છે?

ઉભયને—કાન્તા અને કીશોરને કેંક આવો મસ્ત અનુભવ થતો હતો.

"હવે મસ્તી છોડશે ગાંડી!-" કીશોરે કાંન્તા! જે તેની આંખોમાં આંખો પરોવી, મસ્તીખોર ચાળા કરતી હતી તેના મૃદુ ગાલપર

ધીમેથી સ્નેહાલ તમાચો મારી કહ્યું: "તેં મને અચાનક કેમ બોલાવ્યો ?"

આ પ્રશ્ને બાલાની મસ્તી હવામાં ઉડાડી દીધી અને તેને સ્થાને યુવાન આવ્યો તે પહેલાંની વિષાદપુર્ણ ગંભીરતા અને ખિન્નતાનાં વાદળાં તેનાં મનોહર વદનપર છવાઇ ગયાં. તેની આંખોમાં મોતી જેવાં બે સુંદર અશ્રુબિન્દુઓ ભરાઇ આવ્યાં. આંસુઓ તેના ગુલાબી ગાલપર સરી પડયાં ને ગાલપરથી છાતી પર તુટી પડ્યાં.

"લાલ ! મ્હારા નયન કિશોર પ્રભુ આપણા પર રૂઠયો છે."

તે ગદ્‌ગદ્ કંઠે બોલી. તેનો સ્વર દુઃખથી ધ્રૂજતો હતો. તેની અસ્ફૂટ છાતી ભયથી ધડકતી હતી. તેની આંખો રડતી હતી. કીશોરને આ કરૂણ ચિત્ર મારી નાંખવાને પુરતું હતું.

"પ્રભુ આપણાપર રૂઠે ! અસંભવિત્ કાન્તા ! પ્રભુ પ્રેમીઓપર કદી પણ રૂઠતો નથી."

"તો સમાજ તો રૂઠી છે—મારા પિતા રૂઠયા છે. વ્હાલા ! કીશોર ! આપણને એક થયલાં ઘાતકી સમાજ ન જોઇ શકે," કાન્તા બોલી.

"કેમ ?"

"કારણ કે આપણી ન્યાત જુદી છે અને પ્રેમના નિયમને ન પીછાણનાર, પાશવતામાં સબડનાર કરૂર અને મનુષ્યત્વહીન સમાજની

આંખોમાં આપણો દેવદુર્લભ અને સ્વર્ગ મોંઘેરો પ્રેમ બાલાની પેઠે ખુંચે છે."

"વ્હાલી ! કાન્તા ! સમાજ ગમે તેવા જુલમો ગુજારે પણ જો આપણાં હૃદય દૃઢ પ્રેમને માટે હોય અને સામાજીક તિરસ્કાર સહન કરવાની આપણામાં શકિત હોય તો સમાજ જખ મારે છે." કીશોરનું દૃઢ હૃદય બળવો કરતું બોલ્યું.

"પણ મારા મીઠા ! તું હજુ સમાજને ઓળખતો નથી. સમાજ ચેર ગઇ-હજુ મારા પિતાનેજ ઓળખતો નથી. સ્હવારના પહોરમાં સાધુ બાવાને લાડુ ને ગાંઠીયા આપી તેમના આળસુ શરીરને પોષવામાં મારા પિતા ધર્મ ગણે છે. કુતરાઓને રોટલા નંખાવે છે. કબુતરને દાણા આપે છે, મહારાજોના ભરેલા ભંડારમાં સેંકડો રૂપિઆની ભેટ મોકલે છે. આ બધામાં તેમનો ધર્મ સમાયો છે. કપાળપર દોઢ વેંતનું ટીલું એ તેમનો ધર્મધ્વજ છે. જેશ્રીકૃષ્ણનું અશુદ્ધ ભજન તેમનું રણગીત છે. પણ એવા રણગીત ગાતી વખતે પણ કોઇ ગરિબ-કંગાલ ખેડુતને ધીરેલા પૈસાનું વ્યાજ લેવાની સ્વાર્થી ગણત્રી એઓ હમેશાં કર્યા કરે છે. પણ જ્યારે તેઓ એમ જાણશે કે તેમની પુત્રી એક પારકી જ્ઞાતિના યુવાનને ચાહી તેને પરણવાને તૈયાર છે ત્યારે તેમને પૃથ્વીનો પ્રલય નજીક આવેલો જણાશે. અમારી અને તમારી જ્ઞાતિ જુદી ! ફકત એટલા માટેજ આપણાથી પરણાય નહિ. પ્રભુએ આપણને એકમેકને માટે સરજ્યાં છે. પણ મને ભય છે કે મ્હારા મહા રાજ ભક્ત પણ ઓર્થોડોકસ પિતા આપણા

લગ્નમાં કદિપણ સંમતિ આપવાના નથી."— કાન્તાએ પરિસ્થિતિનું ચિત્ર આલેખ્યું.

"જો કાન્તા! સ્નેહીઓ ન્યાત જાતના મર્યાદિત ક્ષેત્રમાં નહિ પણ બ્રહ્માંડમાં પોતાના કુટુંબો શોધે છે. તું મને મળી નહિ. પણ પ્રભુએ મને આપી. અને મેં મારૂં હૃદય તારે ચરણે અર્પી દીધું હવે આપણે એકમેકને એવા પ્રેમથી ચાહતા શીખ્યા છીએ કે જેથી આપણે પૃથ્વી પર સ્વર્ગ ઉતારી શકીએ. ખરૂં લગ્નજ આપણું ગણી શકાય. આઠ દશ વર્ષની નાદાન બાળાને જોર જબરીથી સપ્ત-પદીના મંત્રો ભણાવવા એ લગ્નથી પણ પ્રભુની મશ્કરી છે. એક શરમ ભર્યો ફાર્સ છે. આપણા શરીરો જુદા હોવા છતાં આત્મા એક થઇ ગયો. હવે પ્રિયતમે! પિતાનો ક્રોધ કે સમાજની ક્રૂરતા, રૂઢિના બંધન કે જગતની જુઠી માન્યતા આપણને છુટા પાડી શકશે નહિ."

"તારી વાત તદ્દન સત્ય છે વ્હાલા! આજેજ મારા પિતાશ્રી મારા મામા સાથે મારૂં લગ્ન પેલા બુઢ્ઢા કરસનદાસ સાથે નક્કી કરવાની વાતો કરતા હતા. આ બાબતથી તને માહિત કરવાજ મેં તને બો-લાવ્યો હતો." કાન્તા બોલી. બોલતાં બોલતાં કરસનદાસનું નામ દેતાં પણ તે તિરસ્કારથી કમ્પી.

"શું? પેલા ધુવડ સાથે? કાન્તા! કાન્તા! તારા જેવી મનોહર મેના શું એ ધુવડ લઇ જશે?" કીશોર ઉશ્કેરાઇ બોલ્યો.

"હા. જો તો ખરો, કેવો ક્રૂર રિવાજ! પિતાજીએ આટું નક્કી કરી દીધું છે."

"અને તું તે કબુલ કરે છે?" કીશોર જરા ગુસ્સે થયો.

"મારો શરણુ થયા વિના છુટકો નથી" કાન્તા જરા પરિક્ષા લેવા બોલી.

"શું ત્યારે તું પેલા બુઢ્ઢા ખચ્ચરને પરણુશે?"

"હું એકજવાર પરણીશ."

"હા. હા. એકવાર પણુ પહેલીવાર કોને પરણુશે?"

"જે પરણુશે તેને"

"એટલે? તારો બાપ તો તને કરસનદાસ સાથે પરણાવશે."

"પણુ મેં તમને કહ્યું ને કે કાન્તા એકજવાર પરણે છે."

"હા ભાઇ! હા."

"હું તમારો ભાઇ નથી." કાન્તા નયન નચાવતી બોલી.

"ઓ કાન્તા! તને હસવું આવે છે અને મારો જીવ જાય છે. કહે. તું કોની થશે?"

"હું તો કોઇની થઇ ચુકી છું."

"કોની વળી? તારી! લુચ્ચા! નામ પડાવે ત્યારેજ સમજે છે." કાન્તાએ વ્હાલથી તેના ગાલપર ટપલી મારી.

"પણુ તારા લગ્ન—"

"તારી સાથે થશે. જેનો આત્મા પ્રબલ હોય તેના પર રાક્ષસો પણ જુલમ ગુજારી શકતા નથી."

"ત્યારે વ્હાલી! તું તો તારા પિતાની કરૂરતાને વશ થવા જેટલી નિર્બલ નથી થઇને?"

"અરે હું સિંહણ જેટલી શકિતવાન છું જોઉં છું તો ખરી કે મારી મરજી વિરૂધ્ધ મને મારા વ્હાલા કિશોરના હાથમાંથી કોણ ખુંચવી લે છે."

કિશોરે કાન્તાને છાતી સરસી દાબી દીધી. બે ચાર મધુરા ચુંબનોનો અમીરસ તેમણે પીધો અને સમાજ સામે બંડ ઉઠાવવા નિશ્ચય કરી પ્રેમીઓ છુટાં પડયાં.

કાન્તાના પિતા વસનજી જુના વિચારના અને હડહડના મહારાજ ભકત હતા. તેમણે કાન્તાને નવા જમાનાની કેળવણી આપી હતી અને કેળવાયા પછી કાન્તા જીવનનો સાર સ્હમજી હતી એટલે તેનાપર કોઇ ખોટી જુહાકી ચલાવવા આવે તો તે ખમી લે એવી ન્હોતી. તે સ્વભાવે રાંક હિંદુ બાળા હતી પરંતુ શિક્ષણે તેને વીર આર્ય બાળા બનાવી હતી. જ્યારે તેણે જોયું કે તેને એક વૃદ્ધ સાથે પરણાવવાનું તેના માબાપ કાવતરૂં રચે છે ત્યારે તેનું મગજ બંડખોર બન્યું અને તે એ વાતથી કીશોરને વાકેફ કરવા આંબાવાડીમાં દોડી ગઇ. ઉભયે ત્યાંજ એક યુકિત ઘડી કાઢી હતી કે જેથી ધુવડ મેનાને લઈ જઇ ન શકે.

ધીમે ધીમે વસનજીને ત્યાં ધાંધલ વધવા માંડી સેવપાપડ થયાં. ગીતો ગવાવા લાગ્યાં ને બારણે શરણાઇ વાગવા માંડી. વિજયી કાન્તાને શરીરે પીઠી ચઢી. તે પીઠી ચઢાવનારીઓ તરફ જોઇ હસતી, લોકો સમજતા કે તે લગ્નના ઉત્સાહમાં હસે છે. તેના હાસ્યમાં જુદોજ મર્મ હતો. તે તો કીશોરને માટે દુનિયા ઉથલાવી નાંખવા તૈયાર થઇ હતી.

લગ્ની તિથિ પણ આવી પહોંચી. આખો દહાડો ખુબ ધમાલમાં ગયો. કાન્તા નિરાંતે સર્વ ક્રિયામાં ભાગ લેતી હતી. તેને તેના વ્હાલમપર પુર્ણ વિશ્વાસ હતો.

રાત્રી પડી. અંધકારને ચીરી નાખવા માટે કિટસન લાઇટ સળગાવવામાં આવી. મહોલ્લામાં ઝળહળાટ થઇ રહયો રામપુરમાં વશનજી શેઠની કીર્તી સારી હતી એટલે મંડપમાં અનેક માણસો આવશે એમ ધારી મંડપ મોટો કરાવ્યો હતો વરઘોડો દશેક વાગે આવવાનો હતો. અને હમણા નવ વાગ્યા હતા.

કીશોર કાન્તાને મળીને ગયો ત્યારથી તેણે જબરી ધાંધલ ગુપ્ત રીતે કરવા માંડી હતી. તે સુશિક્ષિત હતો અને ગામના યુવાન વર્ગ તેનો જબરો પ્રભાવ પડતો હતો. તેણે પોતાના વિશ્વાસુ મિત્રની એક ટુકડી બનાવી અને તેમને કાન્તાના લગ્નને દિને અમુક કામ કરવાનું સોંપી દીધું. બધા પોત પોતાનું કર્તવ્ય સમજી કીશોરને સહાય કરવા તૈયાર થઈ ગયા. કીશોરના પિતા પણ સામાન્ય વર્ગના નહોતા. તે એક જાગીરદાર હતા અને કીશોરને ઉચ્ચ શિક્ષણ આપ્યા પછી પુત્રની વાજબી ઇચ્છાને આડે આવવામાં પાપ

સ્હમજતા, તેથીજ લગ્ન જેવા ગંભીર વિષયમાં તેમણે કીશોરને યોગ્ય સ્વતંત્રતા આપી હતી. કીશોરે વિનયપુર્વક પોતાની પસંદગી કાન્તા પર ઢળે છે એવું પોતાના પિતાને જણાવ્યું. તેના પિતાને જ્ઞાતિ સિવાય બીજો કશો વાંધો ન્હોતો. કીશોરે દલીલ પુરઃસર પિતાની ખાત્રી કરી આપી કે મુળ ચારજ જ્ઞાતિ હતી. અને હાલમાં પણ ચારજ આવશ્યક છે. પેટા જ્ઞાતિઓની મુદ્દલ જરૂર નથી. આ દલીલ મોહનલાલ—કીશોરના પિતાને ગળે ઉતરી પણ વલ્લભજી શેઠ—કાન્તાના પિતા કદાચ સાક્ષાત શ્રી-કૃષ્ણ પરમાત્મા પણ આકાશમાંથી નીચે ઉતરી આવી તેમને સ્હમજાવે તોપણ સ્હમજે એવા ન્હોતા. આથી કીશોરે તેમને વિનવવા જવાની જરૂર જોઈ નહી અને કાન્તાની સાથે મળી કરેલી યુકિતનોજ અમલ કરવાનો નિશ્ચય કર્યો. તેની યુકિત તેના પિતાને પણ રૂચી અને તેમણે પણ પુત્રને યોગ્ય સહાય આપવામાં પાછી પાની કરી નહિ.

પિતાની સહાનુભુતિ મળતાં કીશોરના પગમાં બમણું જોર આવ્યું તેણે લગ્નની તિથિ આવી પહોંચી એટલામાં એવી જાતની વ્યવસ્થા કરી દીધી કે વિજયને માટે કોઇપણ જાતની શંકાને સ્થાન ન રહ્યું.

દશ વાગ્યા. મંડપ ચિકાર ભરાઇ ગયો હતો કાન્તા અને કિશોર પ્રેમી હતા તે કાન્તાના માતપિતા જાણતા ન્હોતાં. એટલે કીશોરને તથા તેના પિતાને પણ ન્હોતર્યા હતા. કીશોરના પક્ષના અનેક માણુસો મંડપમાં ગોઠવાયા હતા. તેની વરરાજાને કે કાન્તાના

બાપને ખબર ન્હોતી. તે બધા નિમંત્રીત ગૃહસ્થો તરિકેજ આવ્યા હતા.

દશ વાગ્યા અને ૫૫ દીવાળીના દીવા જોનાર વરરાજા નામે શેઠ કરસનદાસ રાજવંશી પોષાકમાં સજ્જ થઇ અશ્વ પર સ્વારી કરી કાંતા જેવી રાજહંસણી લેવા આવ્યાઃ તેમના સાસુજીએ હસતે મુખડે પોંખ્યા અને વરરાજા મંડપમાં બીરાજ્યા. સાવધાનના પુકારો થવા માંડયા અંતે કન્યા પધારી. કાંતા ઘુંઘટમાંથી ચાલાકીથી કીસોર તરફ જોઇ રહી હતી. હસ્ત મેળાપનો સમય થયો. બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી રહ્યા હતા. હસ્તમેળાપનો મંત્ર પુકારતાં કરસનદાસે નવલ વધુનો હાથ પકડવા હાથ લાંબો કર્યો. લોકોની ભારી અજાયબી વચ્ચે કાંતા ઉભી થઇ અને એકદમ કરસનદાસના ખોળામાં જઇ બેસી પડી બોલીઃ

"બાપા. હું તો તમારી દીકરી થાઉં હો !–"

કદિ ન બનેલો–ન સાંભળેલો આ બનાવ જોઇ આખો મંડપ અવાક બની ગયો. કરસનદાસના તો હોંસકોંસજ ઉડી ગયા. વસનજી પ્રથમ તો થોડીકવાર અવાક બની ઉભો રહયો પણ તુરતજ તેનો મીજાજ ગયો. ભુદેવો તો લાલ પીળા થઇ ગયા હતા.

"કાંતા !"- –વસનજીએ ક્રોધથી બરાડ મારી.

"આ શું કહેવાય ?"

"પિતાજી મેં કંઇ અયોગ્ય કર્યુ નથી."

"ચુપ રહે બાલ, ચુપચુપ મંડપમાં બેસી જા."

"તે ,તો કાલાંતરે પણ નહિ બનસે." કાંતાના સ્વરમાં અડગ નિશ્ચિંતતા હતી.

વસનજી પિતાની સત્તા વાપરવાનો વિચાર કરતો હતો એવામાં રામપુરના ઠાકોર સાહેબ આવી પહોંચ્યા તેની સાથે કીસોર હતો.

"વસનજી શેઠ ! તમને આ વૃદ્ધ સાથે તમારી પુત્રી પરણાવવાની હું મના કરું છું"

વસનજીનું માથું ચકરાઇ જતું હતું. તેમની પુત્રીએ પોતાનું નાક કાપ્યું એમ તેમને લાગતું હતું. આ બધા લોકો તો આ ન સાંભળેલો બનાવ નજર સામે જોઇ કંઈ કંઇ વાતો કરતા હતા. કોઇને હડહડતો કલીયુગ આવેલો જણાતો અને કોઇને સ્વતંત્રના અંકુરો ફુટેલાં દેખાતાં.

"અનદાતા !" વસનજી શેઠ ઠાકોર સાહેબ પાસે આવી બોલ્યા.

"આપ મારી આબરૂ લો છો."

"નહિ. તમારી આબરૂ એથી ઘટતી નથી.
પણ તમે જો આ વૃદ્ધ પુરૂષ સાથે તમારી કાંતાના લગ્ન કરત તોજ તમારે માથે કલંક ચોંટત."

વાંચનાર ! અમે આ સમયના દેખાવનું વર્ણન કરવાને અશક્ત છીએ. તે સમયનો ચિતાર તુંજ તારી આંખો સમક્ષ કલ્પી લેજે.

થયું. નિરાશ થઇ કરસનદાસ શેઠ ઘેર ગયા.

બીજે દિવસથી કાંતા પર જુલમ ગુજારવાની શરૂઆત થઈ. તેની માતા પણ તેનાથી વીફરી હતી. તેનો પિતા તો તેનું મ્હો પણ જોવા માગતો નહોતો.

એક દિવસ તે ઓટલાપર વિચારગ્રસ્ત હાલતમાં બેઠી હતી. વસનજી બહાર ગયો હતો. અને તેની માતા રસોડામાં હતી !

એટલામાં એક નાનો છોકરો તેની પાસે દોડતો આવ્યો અને તેને એક ચીઠ્ઠી આપી ચાલી ગયો.

કાંતાએ પ્રથમ તો પત્રને હૃદય સરસો ચાંપ્યો તેને બે ચાર ચુંબનો કર્યા પછી તે વાંચવા લાગી:

વ્હાલી !

હિંદુ કાયદા પ્રમાણે અઢાર વર્ષની બાલા પોતાના મનગમતા પતિને પરણી શકે છે અને તે કાયદાસર ગણાય છે. માટે આજે સાંજે ૭ વાગે આંબાવાડીમાં ચાલી આવજે. આપણે સીધા મુંબઇ જઇશું અને આર્ય સમાજની સહાયે વેદોક્ત રીતીએ લગ્ન કરી સુખી થઇશું.

લી. ત્હારોજ કીસોર.

કાંતા યુકિત સોધવામાં ચાલાક હતી. ગમે તેમ કરી તે ૭ વાગે આંબાવાડીમાં ગઇ. ત્યાં કીશોર હાજરજ હતો તુરત તેઓ ગાડીમાં બેસી રામપુરથી થોડે દુર આવેલા મધુપુરના સ્ટેશનપર ગયાં ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબઇ ગયા. મુંબઈમાં આગળથીજ તેના પિતાએ સઘળી વ્યવસ્થા કરી રાખી હતી, એટલે તુરતજ આર્યસમાજના

પંડિતજીએ તેમને વેદોક્ત રીતિથી લગ્નગ્રંથિથી બાંધી લીધાં ! વસનજી શેઠે આ વાત જાણી ત્યારે ભયંકર અફડાતફડી કરી પરંતુ કાંતાના દૃઢ નિશ્ચય આગળ તેમનું કંઇ વળ્યું નહી. એકાદ મહિના પછી જ્યારે તેઓએ શાંત મગજે વિચાર કર્યો ત્યારે તેમને લાગ્યું કે: "દીકરી હુશીયાર તો ખરી. તેણે આપણને પાપ કરતાં બચાવ્યાં ને પોતે દુઃખમાંથી બચી ગઇ.

કાંતા અને કીશોરના સુખનો પાર નથી. તેઓ સંપુર્ણ સુખી છે.

"તુંય જબરી છો, વ્હાલી ! તેં મારે માટે દરિયો ડોળી નાખ્યો !—"

"ત્હારે માટે આકાશ પાતાળ એક ન કરૂં તો પછી કોને માટે કરૂં વ્હાલમા ?" કાંતા નયન નચાવતી બોલી.

દમ્પતિને સ્વર્ગ બેજ ડગલાં દુર દેખાયું !

"વ્હાલી ! આથી વળી સ્વર્ગ તે કેવુંક હશે ?" કીશોરે પુછ્યું.

પ્રત્યુતરમાં કામણગારી કાંતાના બિમ્બાધર પર અજેય હાસ્ય ફરક્યું.

સમાપ્ત.



રંગીલા ફ્રેંચ લેખકો-પોલ દે કોકની રસ છલકાતી વારતા

# ધા ધ રા વાળી

ગુજરાતી સાહિત્યમાં આવી શૃંગારી વારતા હજી સુધી પ્રગટ થઇ નથી. રા. મધુકરે ફ્રેંચ વારતા ગુજરાતી સંસારમાં ઘટાવવામા કમાલ કરી છે. આ વારતા વાંચવાની તક ગુમાવશો તો જીંદગીનો લ્હાવોજ ગુમાવશો. સુંદર ચિત્રો અંગ્રેજી ઢબની બાઇન્ડીંગ.

**કીંમત ફક્ત રૂ. ૧-૦** પોસ્ટેજ ચાર આના.

---

રેનોલ્ડસની વખણાયલી રસીલી વારતા.

# રોઝા લામ્બર્ટ યાને પાદરીની પુત્રી.

આ રસીલી વારતા વાંચવી તે જીંદગીની એક મોજ છે. એક ગરીબ પાદરીની છોકરી ગરીબીને લીધે એકજ ભુલ કરી કેવી પાયમાલ થાય છે તે વાંચવાથી જવાન આલમને નસીહત મળશે. પાર્લામેંટના મેમ્બરની દગાબાજી, શ્રીમંત અમીરોના બોપાળા-લંડન શહેરની કાળી ધોળી કરમકથા વિગેરે અનેક ભેદભરમોથી ભરપૂર વારતા વાંચતા જાણે તમારી નજર સામે સીનેમાની ફીલ્મ ચાલતી હોય એમ લાગશે. **બે ભાગના રૂ. બે.** પોસ્ટેજ ૭ આના.

**વિલાસ ઓફીસ,** ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

અંગ્રેજોનાં ભોપાળાં રજુ કરતી અંગ્રેજી નોવેલીસ્ટોના રાજા ગણાતા મી૦ રેનોલ્ડસની જુસ્સાદાર કલમથી લખાયલી

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

(સચીત્ર.)

( બાર ભાગમાં સમ્પુર્ણ )

આ વારતાની દુનિયામાં જોડીજ નથી. જગતની સઘળી ભાષામાં તેના તરજુમા થયા છે તેજ આ વારતાની લોકપ્રિયતા સાબીત કરે છે. બસો બસો વરસ થવા છતાં આ મહાન વારતાની મોહિની પ્રજાને હજુબી ઘેલી કરી નાંખે છે. આ મહાન વારતામાં રાજા ત્રીજા જ્યોર્જ અને તેના બેટા પ્રિન્સ ઓફ વેલ્સની છુપી મહોબતો-પ્રેમ અને વેરના અજબ કિસ્સા—લંડનના મવાલીની વૈરી તે પ્રિન્સની માશુક—આ સંબંધને લીધે બનતા ગજબનાક બનાવો-ઉમરાવો અને ઉમરાવજાદીઓની મોટી પોલ—નામર્દ ધણીને પરણેલી ઉમરાવજાદીનો ભયંકર પ્રેમ કીસ્સો-ફાંસીને લાકડે લટકીને જીવતા રહેલા બદમાસના કાવાદાવા-રાજકુંવરીઓના છુપા પ્રેમ-વિગેરે વાંચતાં તમે દાંતમાં આંગળા પકડશો.

**દરેક ભાગની કિંમત ૧૪ આના. પોસ્ટેજ ચાર આના.**

**વિલાસ ઓફીસ,** ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.